# ડંકપુર મહાત્મ્ય

(ગુજરાતી)

-: લેખક :-

ઠાકોરપ્રસાદ હરીકૃષ્ણ સંસ્કૃત અધ્યાપક

શ્રી. બ્રા. વિદ્યાર્થી આશ્રમ-ડાકોર

-: પ્રસિદ્ધકર્તા :-

બુકસેલર મુલજીભાઇ પરસોતમ એન્ડ કો.

ઠે. સુંદર બઝાર-ડાકોર

આવૃત્તિ ૧ લી    પ્રત ૨૦૦૦

સને ૧૯૨૩    સંવત ૧૯૭૯



કીંમત. ૦-૬-૦

# ડંકરપુર મહાત્મ્ય





ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં
મણીલાલ બાલકૃષ્ણ ત્રીવેદીએ પ્રસિદ્ધ કર્તાને માટે છાપ્યું.

## પ્રસ્તાવના

**शंकरं शंकराचार्यं केशवं वादरायणम्**

**सूत्र भाष्य कृतौ वंदं भगवंतौ पुनःपुनः ॥१॥**

સુજ્ઞ વિદ્વજનો ! મેં મારી અલ્પ મતિથી પરમાત્મા રણછોડરાય મહારાજનું ચરિત્ર, હાથ લેખી, અને છપાઈને બહાર પડેલી ડાકોર મહાત્મ્યની ચોપડીમાંથી સંક્ષેપમાં લખ્યું છે. તે હું પરમાત્માના સુંદર ચરણારવિંદમાં મુકું છું. તેનો સારો ઉપયોગ થશે એમ આશા રાખું છું લખતાં, જે કંઇ દોષો થઇ ગયા હોય તેને સુધારીને વાંચવા કૃપાવંત થશો. એજ

શાસ્ત્રી ઠાકોરપ્રસાદ હરિકૃષ્ણ
અગ્નિહોત્રી ડાકોર



## ગુરૂપ્રાર્થના

अखण्डमंडलाकारं ब्रह्मा विष्णु शिवात्मकम् ॥
तत्पदंदर्शितंयेन तस्मै श्री गुरवे नमः ॥१॥

## રણછોડ પ્રાર્થના

પોતાની મનોહર, દ્વારકાનગરીને છોડી, ડાકોરમાં વસનારા, અને પોતાના ભક્તોને કલ્પવૃક્ષ સ્વરૂપ, રણછોડરાય મહારાજને નમસ્કાર કરૂ છું.

## ઋષિઓનો પ્રશ્ન

એક સમયે મહર્ષિઓ, કલિયુગના તમામ પાપને દૂર કરનારૂં શ્રી કૃષ્ણચંદ્રનું સુંદર ચરિત્ર છે, એમ સમજી સૂત પુરાણીને પૂછવા લાગ્યા.

ઋષિઓ—મહારાજ ! જે પરમાત્મા બ્રહ્મા વિગેરે દેવોની પ્રાર્થનાથી પૃથ્વીનો ભાર ઉતારવાને માટે, આ મૃત્યુલોકમાં કૃષ્ણચંદ્ર એ નામથી પ્રગટ થયા અને આ ભૂમિ ઉપરના તમામ સંકટોને દૂર કરી પોતાના મૂળસ્વરૂપમાં મળી જઇ દ્વારકાનગરીમાં ચાર હાથધારી મૂર્તિરૂપે લોકોના પાપને દૂર કરવાને રહ્યા. તે પરમાત્માનું મૂળસ્વરૂપમાં મળી ગયા પછીનું ચરિત્ર સાંભળવાને અમારી ઇચ્છા છે.

સૂત–મહર્ષિઓ ! આપનો પ્રશ્ન સાંભળી મારા હૃદયમાં ઘણોજ આનંદ થાય છે. મેં જે ભગવાન વ્યાસ-મુનિના મુખથી પરમાત્મા પોતાના મૂળસ્વરૂપમાં મળી ગયા પછીનું પાંચ હજાર ૫૦૦૦ વર્ષ સુધીનું સુંદર ચરિત્ર સાંભળ્યું છે તે હું તમને કહી સંભળાવીશ.

તે પરમાત્મ નું ચરીત્ર સાંભળવા સાવધાન થાઓ ?

હું તમને પ્રથમ તો ડંક નામના મહર્ષિની પાસે પરમાત્મા પાર્વતીનાથ અને શ્રી કૃષ્ણચંદ્રે લીધેલી પ્રતિજ્ઞા કહી સંભવાવીશ.

## ડંકઋષિ પાસે શંકરે લીધેલી પ્રતિજ્ઞા

પૂર્વે હેડંબા નામના સુંદર વનમાં ડંક નામના એક મહર્ષિ પોતાનો સુંદર આશ્રમ બાંધી શિષ્યમંડળ સાથે નિવાસ કરતા હતા. આશ્રમની પાસે એક નાનુ સરખુ સરોવર હતું, તેની સુંદર લહેરીમાં મહર્ષિ પોતાનુ સુંદર જીવન શાન્તિથી ગાળતા હતા. કેટલોક વખત વિત્યાબાદ આ મહર્ષિને શંકર પરમાત્માની આરાધના કરવાનો વિચાર સ્ફૂર્યો. આરાધના કરવા માટે તેમને બીજું કોઇ સુંદર સ્થળ શોધવાની જરૂર હતી જ નહિ. કારણ કે પોતેજ વનમાં અને સુંદર સ્થળમાં નિવાસ કરતા હતા. મહર્ષિએ પોતાની તમામ ચિત્તવૃત્તિઓને રોકી હઇ શંકર આરાધનાનો

પ્રારંભ કર્યો. શંકર આરાધનામાં મહર્ષિને બાર વર્ષ ચાલ્યાં ગયાં, ત્યારે શંકર પરમાત્મા પ્રસન્ન થયા, અને પોતાનું મૂળસ્વરૂપ પ્રગટ કરી મહર્ષિ સામે આવી ઉભા.

શંકર–હે ઋષિરાજ ! તમારી શુદ્ધ અને નિષ્કામ આરાધનાથી પ્રસન્ન થયો છું, માટે મારી પાસે વરદાન માગો.

સૂત–મહર્ષિઓ ! આ ડંક મહર્ષિને કોઇપણ જાતની ઇચ્છા તો હતી જ નહિ નિષ્કામપણેજ પોતાનો સ્વધર્મ સમજીને શંકરની આરાધના કરી હતી, એટલે શંકર પરમાત્માની પાસેથી શું માગે !

ડંકઋષિ-હે પરમાત્મા ! આપની પાસે વરદાન માગવાની કોઇપણ જાતની ઇચ્છા નથી. જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હો, અને વરદાન આપવાની ઇચ્છા હોય તો મારા આશ્રમમાં વસો અને હું તમારા શુદ્ધ ચર્ણાવિંદનું સેવન કરૂં.

શંકર–ઋષિરાજ તમારા વચનામૃતથી પ્રસન્ન થયો છું અને આજથી પ્રતિજ્ઞા લઉ છું કે, હમેશાં તમારાજ આ સુંદર આશ્રમ પાસે રહીશ.

સૂત–ઋષિઓ, શંકર પરમાત્મા પ્રસન્ન થતા ડંક-ઋષિની પાસે પ્રતિજ્ઞા લઇ તેમના આશ્રમ પાસે બાણસ્વરૂપ બની રહ્યા.

૬

# કૃષ્ણચંદ્રની પ્રતિજ્ઞા

શંકરપરમાત્માને બાણુ સ્વરૂપ થયા બાદ કેટલીક મુદ્દતે, હસ્તિનાપુરમાં અભિમન્યુના પુત્ર પરિક્ષત રાજાને યજ્ઞોપવીત આપવાનો સમય આવ્યો. તે સમયે પરમાત્મા કૃષ્ણચંદ્ર દ્વારીકામાંથી હસ્તિનાપુર ગયા. યજ્ઞોપવિન પૂર્ણ થયા બાદ પરમાત્મા કૃષ્ણચંદ્ર અને ભીમસેનજી દ્વારકાં જાવા નીકળ્યા. રસ્તે ચાલતાં ભીમસેનને ઘણી તરસ લાગી માર્ગમાં જળાશય ન જણાવાથી કેટલોક સમય ભીમસેને પોતાની તરસ રોકી રાખી. અંતમાં તેમનાથી તરસ વધુ વખત રોકવાની હિંમત રહી નહિ. એટલે ભીમસેન કૃષ્ણચંદ્રને કહેવા લાગ્યો કેઃ-

ભીમસેન-ભાઇ. કૃષ્ણચંદ્ર મને ઘણી તરસ લાગી છે. માર્ગમાં જળાશય ન જણાવાથી મેં કેટલોક સમય મારી તરસને રોકી રાખી, પરંતુ હવે મારાથી તરસ રોકી રખાય તેમ નથી, માટે તમો તેનો કંઇ ઉપાય કરો તો મને ઠીક પડે મારો કંઠ હવે સોષાય છે.

કૃષ્ણચંદ્ર-કંઇ ફીકર નહિ. શાન્તિ રાખ આ માર્ગમાં જતાં ડંક નામના એક મહર્ષિનો સુંદર આશ્રમ રહેલો છે, તેની પાસે એક નાનુ સરખુ સરોવર છે, ત્યાં જઇને આપણે તરસને શાંત કરીશું.

સૂત-મહર્ષિઓ ! પરમાત્મા કૃષ્ણચંદ્ર અને ભીમસેન ક્ષણવારમાં જળાશય પાસે આવી પહોંચ્યા, અને જળાશયમાંથી નિર્મળ પાણી અત્યંત આનંદની સાથે પીધું. ત્યારપછી તળાવની પાસે રહેલી એક મનોહર સ્થળી ઉપર સરોવરને નિહાળતા બેઠા.

ક્ષણવાર વિશ્રાન્તી લીધા બાદ તળાવ નિહાળતા ભીમસેનને એક વિચાર આવ્યો કે અહો ! આ સરોવર કેવું સુંદર છે, કે તેને નિહાળતા મારા મનના વિકારો શાન્ત થાય છે. પરંતુ ઘણુંજ નાનું છે, માટે તેને વિસ્તારવાની ખાસ જરૂર છે. જો હું આ સરોવરને વિસ્તારવાળું બનાવું તો જરૂર પાસે રહેલા મહર્ષિઓને પણ સુખદાયક નીવડશે. પરમાત્મા કૃષ્ણચંદ્ર તો સરોવરને નિહાળતા રહ્યા અને એકાએક ભીમસેનજી ત્યાંથી ઉઠયા અને સરોવરના કાંઠે ગયા. અને મહાન રણમાં ભીષ્મસમક્ષ વિજય અપાવનારી પોતાની ગદાનો પ્રહાર આ સરોવરમાં કર્યો. ગદાનો પ્રહાર થતાવારમાં એકાએક પૃથ્વી નવસેને નવાણુ ૯૯૯ વિઘાં પાતાળ તરફ ઉતરી પડી, ને જળનો પ્રવાહ છુટયો. અત્યારે ભીમસેનની ગદાનો અવાજ દસેદિશામાં ફેલાઇ ગયો. પાસે રહેલા મહર્ષિઓ પણ ભયંકર અવાજ સાંભળી આ શું થયું-આ શું થયું-એમ બોલતા દોડી આવ્યા. આ સરોવર તો ઢંકમહર્ષિના આશ્રમની પાસે હતું એટલે

ડંકઋષિ તો અવાજ સાંભળતાંવારમાં પ્રથમ દોડી આવ્યા.

મહર્ષિઓ અહીંઆં આવીને તે જુવે છે તો, આ બનેલો અદ્‌ભુત ચમત્કાર અને પરમાત્મા કૃષ્ણચંદ્ર તથા પરાક્રમી ભીમસેનને જોયા. એટલે તેઓ મનની અંદર વિસ્મય પામતા અને કૃષ્ણચંદ્ર તથા ભીમસેનને પોતાના આવવાથી પોતાનું અહોભાગ્ય ગણતા પરમાત્માના ચરણ-વિંદમાં પડ્યા અને સ્તુતિ કરવા માંડી:-

**ડંકઋષિ તથા મહર્ષિઓ—**

હરિગીત

સૃષ્ટિતણા કર્તા પ્રભુજી
આપ ક્યાંથી આ સ્થળે ?
આનંદ વ્યાપ્યો અંગમાંહે
આપના દર્શન થએ ?

ધન્ય છે અમને સદા એ
જે કર્યાં તપ કષ્ટથી ?
તે સફળ આજે થયાં છે.
તમતણા દર્શન થકી ?

ત્યારપછી પ્રસન્ન થતા પરમાત્મા સર્વે મહર્ષિઓને યથાયોગ્ય જવાબ આપી, ડંકઋષિના આશ્રમે ભીમસેનની સાથે ગયા. મહર્ષિએ યથાયોગ્ય તેમનું પૂજન કર્યું.

કૃષ્ણચંદ્ર અને ભીમસેને પણ મહર્ષિનું પૂજન કર્યું, અને મહર્ષિએ આપેલા આસન ઉપર બિરાજમાન થયા. કેટલીક વાત કરવા જેવી હતી તે ઢંકઋષિની સાથે પરમાત્માએ કરી. થોડો સમય વિશ્રાન્તિ પણ લીધી. ત્યારબાદ કૃષ્ણચંદ્ર મહર્ષિને ધીમે સૂરે કહેવા લગ્યા.

કૃષ્ણચંદ્ર–આપની શુદ્ધ અને અદ્વૈત શ્રદ્ધા જોઈ મારૂ હૃદય ઘણુજ પ્રસન્ન થાય છે. તમારે જે વરદાન માગવું હોય તે માગો.

ઋષિરાજ–પરમાત્મા મારે કોઇ પણ જાતની વરદાન માગવાની ઇચ્છા રહી નથી, આપ જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો, જેમ શંકરપરમાત્મા મારી ઉપર પ્રસન્ન થઇ મારા આશ્રમની પાસે રહ્યા છે તેમ આપ પણ નિવાસ કરો, કે જેથી મારૂ મન સદાએ પવિત્ર રહે, અને આ સંસારના ત્રણ તાપથી હું દરરોજને માટે મુક્ત રહું.

સૂત–મહર્ષિઓ ઢંકઋષિ કૃષ્ણચંદ્રની પાસે વરદાન માગતા વિરામ પામ્યો નથી, એટલામાં એકાએક શંકર. પરમાત્મા પ્રગટ થયા અને કૃષ્ણચંદ્ર, ભીમસેન તથા મહર્ષિની સમક્ષ આવી ઉભા રહ્યા.

પરમાત્મા કૃષ્ણચંદ્ર વિગેરે શંકરપરમાત્માને જોતાં-વારમાં પોતાના આસન ઉપરથી ઉભા થઇ ગયા અને

હર્ષાશ્રુની સાથે તેમનું પૂજન કર્યું. પ્રસન્ન થતા શંકર પરમાત્માએ પણ તેઓનું યથાયોગ્ય પૂજન કર્યું. અને પાસે રહેલા એક આસન પર બિરાજ માન થયા. ડંક મહર્ષિએ પોતાનું વરદાન સર્વની સમક્ષ ફરી ઉથલાવી પૂર્ણ કર્યું. ઉપર કહ્યા મુજબ ઋષિની અમૃતમય વરદાનની વાણી સાંભળીને–

શંકર–હે કૃષ્ણચંદ્ર, આ મહર્ષિની સત્ય ભક્તિથી હું જેમ અહીંઆંજ નિવાસ કરી રહ્યો છું તેમ તમો પણ મહર્ષિએ માગેલા વરદાનને સ્વિકારી આપ અહીંઆંજ નિવાસ કરો. કે જેથી મારા આનંદનો પણ પાર રહેશે નહિ.

કૃષ્ણચંદ્ર–હે પરમાત્મા શંકર, તમો કહો છો તે સત્ય છે. ઋષિરાજની અદ્વૈત શ્રધ્ધાથી મારે અહીંઆંજ નિવાસ કરવો પડશે, અને નિવાસ કરવો એ મારી સત્ય ફરજ છે. પરંતુ, હું હજી પૃથ્વીનો સંપૂર્ણ ભાર ઉતારી રહ્યો નથી, માટે હું આ પૃથ્વીનો સંપૂર્ણ ભાર ઉતારીને, મારા મૂળ સ્વરૂપમાં મળી જઇશ. ત્યારબાદ ચાર હાથવાળી મૂર્તિરૂપે દ્વારકામાં નિવાસ કરીશ. ત્યાં ૪૨૨૫ વર્ષ ગાળીશ અને ત્યારપછીથી મારા ભકતને આધીન થઇ અહીંઆં તમારી માફક નિવાસ કરીશ.

આટલું કહી કૃષ્ણચંદ્ર વિરામ પામ્યા. તેમની વાણીથી સર્વના હૃદયમાં આનંદ છવાયો. કેટલોક વખત વિત્યાબાદ ભગવાન્ શ્રીકૃષ્ણે તથા ભીમસેને મહર્ષિની દ્વારકાં જવાને માટે આજ્ઞા લીધી. અને દ્વારકાપુરીના માર્ગ તરફ વળ્યા, શંકર પરમાત્મા પણ પોતાના સ્વરૂપમાં મળી ગયા.

ૐ ડંકપુર મહાત્મ્યનો પહેલો અધ્યાય સંપૂર્ણ.

## अध्यायबिजो

तस्मिन्विजयसिंहाख्योऽ भक्तोभूत्क्षत्रजातिजः
बोडाणेतिचविख्यातो रामदासाभिदस्तथा ॥१॥

### ભક્તરાજ બોડાણાનું વ્યાખ્યાન

સૂત-મહર્ષિઓ, આ બનાવ બન્યા બાદ કેટલીક મુદતે ડંકઋષિના આશ્રમની પાસે એક ગામ વસ્યું. અને તેનું નામ આ મહર્ષિના નામથી ડાકોર એ પ્રમાણે પાડવામાં આવ્યું.

દ્વાપરયુગ વિત્યાબાદ કલીયુગમાં આ ગામની અંદર

બોડાણા નામનો એક ક્ષત્રિય રહેતો હતો. તે હંમેશાં ઇશ્વર સ્મરણમાં પોતાનું જીવન ગાળતો હતો. તેને ગંગાબાઇ નામની પવિત્રતા સ્ત્રી હતી. તે પણ તેના જેવીજ હતી. આ ભક્તરાજને ઇશ્વરસ્મરણ કરતાં કેટલાક વર્ષ ગયાં બાદ એક વિચાર આવ્યો, કે પરમાત્માનું દર્શન શાથી થાય. આ વિચારમાં કેટલોક સમય ચાલ્યો ગયો, પરંતુ તેનો નિર્ણય આવી શક્યો નહિ. અંતમાં તેને એક વિચાર સૂઝી આવ્યો કે હું કોઇ વિદ્વાનને પૂછું તો, મને ઇશ્વર પ્રાપ્તિનો ઉપાય મળી આવશે. ત્યાર પછી પોતાનો દૃઢ નિશ્ચય કરી એક વિદ્વાનને ઘેર ગયો. અને પૂછવા લાગ્યો.

બોડાણો–મહારાજ, મારે તમને એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા છે. મારો પ્રશ્ન એ છે કે ઇશ્વર પ્રાપ્તિ શાથી થઇ શકે.

પંડીત–અહો, બોડાણા તારો પ્રશ્ન સાંભળી મારા હૃદયમાં ઘણોજ આનંદ થાય છે. તમારા પ્રશ્નનો ઉત્તર હું જે આપુ તે સાંભળો.

ત્રિલોકના નાથ શ્રીકૃષ્ણચંદ્ર હાલમાં પ્રતિમારૂપે દ્વારિકાપુરીમાં બિરાજે છે, તેમને તુલસી અત્યંત પ્રિય છે, માટે જો તમો શુધ્ધ ભક્તિથી તેમના ચરણારવિંદમાં

ચઢાવાનો નિયમ રાખો તો તે પરમાત્મા તમને મળ્યા વગર રહેશે નહિ. પંડીતજીના આવાં વચન સાંભળી બોડાણાનું મન ઘણુ પ્રસન્ન થયું. અને તુલસી ચઢાવાનો દઢ નિશ્ચય કરી, પંડીતજીના આશિર્વાદને ગ્રહણ કર્યો. અને તેમની આજ્ઞા લઇ પોતાના ઘર તરફ આવ્યા. અને પોતાની સ્ત્રીને પંડીતજીએ ઇશ્વર પ્રાપ્તિનો જે નિયમ બતાવ્યો હતો તે કહી સંભળાવ્યો. આ નિયમ સાંભળીને ગંગાબાઇનું મન ઘણુજ પ્રસન્ન થયું અને ધીમે સૂરે કહેવા લાગી કે-

ગંગાબાઇ-સ્વામીનાથ હું પણ આ બાબતમાં શુદ્ધ ભક્તિની સાથે તમારી સાથે ભાગ લઇશ.

બોડાણો—હે સ્ત્રી! આમાં ભાગ શાનો લેવાનો છે ગંગાનું પાણી સર્વનું છે, જેને પીવું હોય તે પીએ. તેમાં કોઇનો અટકાવ નથી.

આ પ્રમાણે વાતચિત કર્યા બાદ, ગમે ત્યાં જઇ કેટલાંક તુલસીના બી સોધી લાવ્યા અને એક કુંડામાં વાવ્યાં. કેટલીક મુદત વિત્યાબાદ તુલસી માતા પણ તૈયાર થઇ ગયા, એટલામાં પોતાના ગામનો સંઘ દ્વારકા જવાનો છે એમ તેમના જાણવામાં આવવાથી બોડાણાએ દ્વારકાપુરી જવાની તૈયારી કરી. સંઘ નીકળ્યો, થોડા સમયમાં તેઓ

દ્વારકાપુરીમાં આવી પહોંચ્યા. અને એક બ્રાહ્મણને ત્યાં ઉતારો કર્યો. ત્યાર પછી સર્વે પ્રાતઃકાળમાં ગોમતીજી તરફ ગયા. સર્વે જણે ગોમતીમાતાજીના નિર્મળ જળમાં સ્નાન કર્યું. પછીથી સર્વે જણ દ્વારકાધીશનું સ્મરણ કરતા પરમાત્માના સુંદર મંદિરમાં પ્રવેશ કર્યો. સૌએ પોતાની ભક્તિ પ્રમાણે દર્શન કર્યાં તથા તુળસી ચઢાવ્યાં. બોડાણુંએ પણ તુલસી ચઢાવ્યાં એટલામાં એક ચમત્કાર ઉત્પન્ન થયો, ચમત્કાર એ થઓ કે, ભકતરાજ તુળસી ચઢાવી ભગવાનની મૂર્તિને એક નજરે નિહાળવા લાગ્યા. અને નિહાળતામાં જાણે ચિત્રેલું પૂતળુ તો નહિ હોય એમ તન્મય બની ગયા, પોતાના શરીરનું પણ ભાન ચૂકી ગયા, અને ગાવા લાગ્યા.

—:પ્રાર્થના:—

કૃષ્ણ પધારી, અંતરે સ્વિકૉરો
ઉરપુરથી આ....પ્રમાણ (૨)

સુશાંત છે, બ્રહ્મ ભૂવન તમારૂ
નથી માયા તણુ લેશ નામ (૨) કૃષ્ણ

તારૂ સ્વરૂપ નિહાળવાને
દો બાળકને જ્ઞાન

કહેતાં ઝરે નીર ને....ત્રમાંથી

તુ આ....ળક ને તાર કૃષ્ણ.

કેટલીવારે પોતાને પોતાના અંગનું ભાન આવ્યું. એટલે ચમક્યા અને છાના માના પરમાત્માની મૂર્તિનું મનમાં ધ્યાન કરતા પોતાના ઉતારે ચાલ્યા ગયા. પોતે આ દ્વારિકામાં પાંચ દિવસ સુધી નિવાસ કર્યો. દ્વારકા ક્ષેત્ર છોડી પોતાને જવું ગમતું ન હતું પરંતું શું કરે, સંસારીઓને ઘર સિવાય ચાલી શકે તેમ છે? છઠ્ઠે દિવસે ઘર તરફ પાછા જવાને તૈયાર થયા અને પોતાને ઘેર પાછા આવી પહોંચ્યા. ત્યારબાદ પોતે ભગવાનને ચઢાવવાને તુલસી પોતાના હાથમાં વાવી અને ચઢાવવી એવો નિશ્ચય કર્યો. ભક્તરાજ પછા ફરીથી ગામમાં ભટકયા અને તુલસીનાં બી લાવ્યા, પોતાના હાથમાં તેને રોપ્યાં. અને તૈયાર થયાં એટલે દ્વારકાં જઇને ભગવાનને ચઢાવી આવ્યા, પોતે વર્ષમાં બે વખત હાથમાં તુલસી વાવી ભગવાનને ચઢાવી શક્તા હતા, કારણકે તેમને પગે ચાલતાજ ત્યાં જવું પડતુ હતું.

બોડાણાને આ પ્રમાણે તુલસી વ્રત કરતાં સાઠ વર્ષ વિતી ગયાં પોતાની ઉમર પણ ૮૩ વર્ષની થઇ ગઇ. વૃદ્ધા અવસ્થા પણ અશક્તિ સાથે થઇ ગઈ પરંતુ આ વ્રતથી

પોતે ડગી શક્યા નહિ, પોતાનો દેહ પણ પરમાત્માની સેવાને માટેજ અર્પણ કરી દીધોજ હતો. હવે ૬૧ મે વર્ષે બોડાણો પોતાના નિયમ મુજબ દુઃખને સહતો પોતાના મૂખમાંથી શ્વાસને બહાર કાઢતો દ્વારિકા નગરીમાં ગયો અને પરમાત્માનાં દર્શન કરવા લાગ્યો.

સૂત-મહર્ષિઓ, આવી એક શ્રધ્ધાપૂર્વક બોડાણાની ભકિત જોઇ પરમાત્મા પ્રસન્ન થયા અને પોતાના મૂળ સ્વરૂપને પ્રગટ કરી ભકતરાજની સમક્ષ આવી ઉભા રહ્યા.

દ્વારકાધિશ-હે ભકતરાજ ! તારી ભકિતથી હું પ્રસન્ન થયો છું, માટે તારેજે વરદાન માગવું હોય તે માગી લે.

બોડાણો-મહારાજ ! મારે હવે કંઇ માગવાનું રહ્યું નથી. તમારા દર્શનની ઇચ્છા હતી તે આજ પરિપૂર્ણ થઇ, જો આપ મને વરદાન આપવા ધારતા હોતો મારા ગામની અંદર પધારો અને તમારા ભકતોને તારો.

દ્વારકાધિશ-હે ભકત, તારી શુધ્ધનિષ્ઠા અને પરોપકારની બુધ્ધિ જોઇ મારા હૃદયમાં ઘણોજ આનંદ છે. હું તારા ધામમાં આવવા તૈયાર છું, માટે અહીંથી જલદી તારા ગામમાં જા અને મારે બેસવાને માટે એક વાહન લઇને અહીં આવ.

પરમાત્માનાં આવાં વચન સાંભળી તેમના સ્વરૂપમાં લીન થતો દ્વારકાથી પોતાના ગામ તરફ પાછો ફર્યો.



## अध्याय ३

**ग्रामेशकटमान्विष्यन् नलेभेसतुकुत्रचित् ॥**
**चिंतयाव्याकुलोजातो व्यतितंदिनपंचकम् ॥१॥**

સૂત-મહર્ષિઓ ? આ ભક્તરાજ, બોડાણો ઇશ્વર કૃપાથી પોતાને ત્યાં સરળતાથી આવી પહોંચ્યો. અને પોતાની સ્ત્રી ગંગાબાઇને પરમાત્માનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. આ સાંભળી ગંગાબાઇના આનંદનો તો પાર રહ્યો નહિ. ત્યાર પછી બોડાણો પોતાનું નિત્યકર્મ પરવારી ને પરમાત્માને લાવવા માટે, ગાડાની શોધમાં નીકળ્યો. ખેડુતોના ઘેરે ઘેર ફર્યો, પરંતુ તેમની ગરીબાઇને લીધે કોઇએ આપ્યું નહિ. તેમણે ગાડુ અને બળદને માટે પોતાના વાસણ વગેરે આપવાનું કહ્યું, પરંતુ કોઇના લક્ષમાં ઉતર્યું નહિ, એટલે નિરાશ થઇને પરમાત્માનું સ્મરણ કરતા પાછા ફર્યા, એટલામાં તેમને એક ગોવાળીઓ મળ્યો, અને કહેવા લાગ્યો કે-

ગોવાળીઓ–ભક્તરાજ ! તમારૂ મૂખ ઉતરી ગયેલું કેમ જણાય છે ?

બોડાણો–ભાઈ, મારે એક ગાડુ અને બે બળદ જોઇએ છીએ, કારણકે મારે દ્વારકાપુરીમાં જલદી જવાનું થયું છે. મેં બધા ખેડુતો વિગેરેને મારા વાસણ વિગેરે આપવાનું કહ્યું પરંતુ કોઇએ આપ્યું નહિ.

ગોવાળીઓ– અરે ? ભક્તરાજ તેમાં શોક શાને માટે કરોછો ? મારે ત્યાં ગાડુ તથા બે બળદો છે. તે હું તમને આપીશ. પરંતુ ગાડુ ભાગલું છે, અને બળદો દુર્બળ છે, માટે જો તમારે ખપ લાગે તેમ હોય તો લઇ જાઓ.

બોડાણો–(હર્ષ પામતો) ભાઇ, ગાડુ ભાંગલું છે ને બળદ દુર્બળ છે તેની કંઇ ફીકર નથી, મારે તો ખપ આવશે. તમારે તેની ફીકર કરવી નહિ. મારા ઘરમાં જે કંઈ હશે તેને વેચીને તમારા બળદનું પોષણ કરી અને ગાડુ ઠીક કરાવી લઇશ. હું પાછો આવીશ ત્યારે તમને સાંપી દઇશ.

ગોવાળીઓ–મહારાજ, તમારે કામમાં આવે તેમ હોય તો, મારા ઘર તરફ ચાલો હું તમને આપું. ભક્તરાજ તેની સાથે ગોવાળીઆને ઘેર ગયા, અને બળદો તથા ગાડુ

લીધું, અને પોતાના ઘર તરફ મનમાં ઇશ્વર ચિંતન કરતા ગયા.

મહર્ષિઓ ? એટલુંતો યાદ રાખજો કે આ બળદો એક બ્રાહ્મણથી શાપીત હતા. તેનું વૃતાંત હું તમને પ્રથમ કહી સંભળાવીશ.

---

## " બળદોનું વૃત્તાંત "

પૂર્વે આ ગોમતીજીના કિનારા ઉપર એક નાનું ગામ હતું. તેની અંદર એક રામચંદ્રજીનું મંદીર હતું. તેમાં ત્યાંના રહેવાસી, શ્રીકંઠ અને સોમેશ નામના બે બ્રાહ્મણો વેદમૂર્તિ સ્વરૂપ ભગવાનને હંમેશાં વેદોનો પાઠ કરી અર્પણ કરતા હતા. સાંજે એક નીલકંઠ નામનો એક વિદ્વાન ધર્મોપદેશ ગામના લોકોને હંમેશાં આપતો હતો. આ રામચંદ્રજીના મંદિરમાં એક વખતે એવો બનાવ બન્યો કે, એક દિવસ આ નીલકંઠ નામનો વિદ્વાન ધર્મોપદેશ આપી રહ્યો હતો, એટલામાં તેમને વ્યાખ્યાનમાં એક વેદ વાક્યનો અર્થ સમજાવવાની જરૂર પડી, એટલે તેમણે વેદ વાકય ઉપર વિવેચન કરવા માંડયું. તેની અંદર તેમનાથી વેદવચન બોલતાં બે અક્ષરો ચુકી જવાયા. આ સમયે વેદ-મૂર્તિ, શ્રીકંઠ અને સોમેશ હાજર હતા એટલે તેમણે કહ્યું

કે મહારાજ તમો વેદ વચન બોલતાં બે અક્ષર ચુકયા છો. આ સાંભળી નીલકંઠ નામનો વિદ્વાન પોતાનું સભાની અંદર માન જાળવવાની ખાતર, આ બે બ્રાહ્મણોને કહેવા લાગ્યોકે,

નીલકંઠ–મહારાજો ? તમે કહોછો તે ખરૂ છે, પરંતુ ધર્મોપદેશ દેતી વખતે કેમ બોલવું તેની તમને શી ખબર કારણકે, તમો વ્યાકરણ શાસ્ત્રીને જાણતા નથી.

વેદમૂર્તિ–મહારાજ. વ્યાખ્યાનમાં બોલવાના અને હમારે બોલવાના વચનો જૂદા હશે કે ? વેદ વચન તો સરખાં જ હોય છે. આ પ્રમાણે વેદમૂર્તિઓની સાથે વ્યાખ્યાનમાંજ શાસ્ત્રાર્થ શરૂ થઇ ગયો. પરિણામ એ આવ્યું કે નીલકંઠ નામનો વિદ્વાન પરાજય પામ્યો. આથી નીલકંઠને ક્રોધ ચઢયો અને આ બ્રાહ્મણોને કહેવા લાગ્યો કે–

નીલકંઠ–અરે બ્રાહ્મણો, તમો બળદની માફક વેદોને ભારરૂપ તમે ખેંચવામાં સમજેલા છો, તેના અર્થનું પણ તમને ભાન પણ નથી. માટે આ ભૂમિમાં બળદો થઇને જન્મ ધારણ કરો.

વેદમૂર્તિઓ–અરે, મૂર્ખ, તમે શાને માટે કાગડાની માફક કટકટ કર્યા કરો છો ? તમે પણ આ ભૂમિમાં કાગડો

થઇને જન્મ ધારણ કરો.

આ સભાતો આ બનાવ, અને પરસ્પર શ્રાપને જોઇ સ્તબ્ધ બની ગઇ, અને બ્રાહ્મણોને શાન્તિ આપી સમજાવવા લાગી.

થોડીક વારે બ્રાહ્મણો શાન્ત થયા, મનમાં રહેલો ક્રોધ ઉતરી ગયો. અને પોતાના કરેલા કર્મથી પરસ્પર પસ્તાતા છાનામાના પોતાના ઘર તરફ ગયા. સભાસદો પણ મનમાં બ્રાહ્મણોની મૂર્ખતાને હસતા હસતા પોતપોતાના ઘર તરફ ચાલ્યા ગયા.

ત્યારપછી કેટલીક મુદતે ગોદાવરી નદીના કાંઠા ઉપર આ બ્રાહ્મણોને એકઠા થવાનો સમય આવ્યો. પરસ્પર લઢેલા હતા એટલે બોલવાને ઘણુંજ સંકોચાતા હતા. પરંતુ પોતાના શ્રાપને દૂર કરવા ખાતર પરસ્પર નિશ્ચય કર્યો.

નીલકંઠ–વેદમૂર્તિઓ, આપણે ઘણીજ મૂર્ખતા કરેલી છે; પરંતુ હવે આપણે શ્રાપ દૂર થવાનો ઉપાય યોજવો જોઇએ

મેં તમને બળદોનો જન્મ થશે તેમ શ્રાપ આપ્યો છે, પરંતુ શ્રાપતો મિથ્યા થઇ શકે તેમ નથી, તમો બન્નેજણ દુર્બળ બળદ થઇને અવતરશો, કે જેથી તમારે વધારે મહેનત કરવી નહિ પડે. અને દ્વારકાધીશની કૃપાથી તમારો મોક્ષ થશે.

વેદમૂર્તિઓ—આપણે મૂર્ખતા કરી છે, તે કંઇ ના કહી શકાય તેમ નથી. તમો પણ કાગ થઇને અવતરશો, તો ખરા પરંતુ તમારે ગોમતીજીના કાંઠા ઉપર નિવાસ કરવો પડશે, ત્યાં તમને એક ભીલ મારશે, અને દ્વારકાંધીશની કૃપાથી તમારો મોક્ષ થશે.

મહર્ષિઓ—આ પ્રમાણે આ ત્રણ બ્રાહ્મણો પોતાના શ્રાપનો નિશ્ચય કરી પોતાના ઘર તરફ ચાલ્યા ગયા. અને મરણાંન્તે આ વેદમૂર્તિઓ, આ ગોવાળીઆને ત્યાં બળદો થઇને અવતર્યો, અને દુર્બળ શરીરે રહેવા લાગ્યા. નીલકંઠ પણ કાગડો થઇને અવતર્યો. તેની બાબત હું તમને આગળ કહી સંભળવીશ. હાલમાં તો ભગવાન દ્વારકાથી કેવી રીતે આવ્યા તે કહીશ,

સૂત—હવે ભકતરાજ બોડાણો પોતાને ત્યાં ગયો, અને આ ગાંડુ જેમ તેમ કરી તૈયાર કર્યું. પોતાના ઘરનાં વાસણો વેચી બળદની ખોરાકી લીધી. અને પરમાત્માનું સ્મરણ કરતો પોતાનું ગાડુ દ્વારકા તરફ હાંકયું. ભગવત કૃપાથી ભકતરાજ થોડી મુહતમાં દ્વારકાપુરીમાં આવી પહોંચ્યા અને પોતે જે બ્રાહ્મણને ઘેર ઉતરતા હતા તેને ઘેર મુકામ કર્યો. ભકતરાજ બોડાણાની ગાડા સહીત સ્થીતિ જોઇ, કેટલાકના મનમાં વહેમ પણ ભરાયો કે આ ભકત ભગવાનને

લેવાને માટે આવ્યો છે કે શું? વળી કેટલાક મૂર્ખ માણસો તેની ભક્તિનો વિચાર કર્યા વગર હસતા હસતા કહેવા લાગ્યા કે જરૂર આ ભક્ત ભગવાનને લઇ જવાનાજ. બીજે દિવસે સવાર પડતાં જ બોડાણો ઉઠયો, અને ગોમતીમાં સ્નાન કરી ભગવાનના મંદિરમાં જઇ પરમાત્માનું દર્શન કર્યું. અને ગાડુ લઇને આવ્યો છું એમ પરમાત્માને શાન્તિ સહિત વાત કરી, ત્યાર પછી પોતે પોતાના ગોરના ઘર તરફ ગયા, અને ભોજન કર્યું. જે દક્ષિણા ગોરને આપવાની હતી તે આપી દીધી. અને પોતે સવારમાં જવાના હતા તે કહી સંભળાવ્યું આજનો દિવસ ભગવત્ કૃપાથી બોડાણાનો જલદી વીતિ ગયો. રાત્રી પડી, સર્વેજણ નિદ્રાધીન પણ થઇ ગયાં બોડાણો પણ નિદ્રાધીન થઇ ગયો.

મહર્ષિઓ રાત્રિના બાર વાગ્યાનો સુમાર થયો એટલે પરમાત્માએ જવાની તૈયારી કરવા માંડી. ત્યાર પછી પરમાત્મા પોતાનો ભક્ત નિદ્રાધિન છે એમ જાણી, તેના મુકામે ગયા અને તેમને જગાડી કહેવા લાગ્યા કે–

પરમાત્મા–હે ભક્ત જાગૃત થા, હું તૈયાર થયો છું, જલદીથી મને તું ગાડામાં બેસાડી દે, વાર ન કર, રાત્રિ રાત્રિનું કામ કર્યા કરે છે જો સવાર થઇ જશે તો આપણું કામ ભાગી જશે. પરમાત્માનું વચન સાંભળી પોતે

જાગૃત થયો અને ભગવાનને નમસ્કાર કરી કહેવા લાગ્યોકે-

બોડાણો- હવે, મહારાજ તમો જાઓ, હું તમારી પાછળ આવું છું, પરમાત્મા દ્વારકાધીશ ગયા, એટલે બોડાણાએ પોતાનું ગાંડુ તૈયાર કર્યું અને મંદિર પાસે લઇ જઇ ઉભું રાખ્યું. ત્યાર પછી પરમાત્માને લેવાને માટે મંદિરના પગથીઆ ઉપર ચઢીને જુવે છે તો બારણાને સખત ભૂગળો તથા તાળાથી બંધ દીઠાં, પરંતુ હિંમત લાવી બારણાને ઠેલાવા માંડયાં. કારણ કે પરમાત્મા અંદર છે એટલે ઉઘાડશે. એવું પોતાનું ધારવું હતું. બારણાં જો કે વાસેલાંજ હતાં, પરંતુ પરમાત્માની કૃપાથી એકા એક ઉઘડી ગયાં. એટલે પોતે અંદર ગયો અને પરમાત્માની મૂર્તિને લઇ બહાર આવ્યો અને પોતાના ગાડાની અંદર બેસાડયા. ત્યાર બાદ પરમાત્માએ પોતાની મૂર્તિનું સ્વરૂપ બદલી નાખીને એક તત્વવાળું શરીર ધારણ કર્યું અને ભકતને કહેવા લાગ્યા કે-

પરમાત્મા—હે ભકતરાજ, તમો ગાડામાં સુઇ જાઓ અને પરોણો તથા બળદની દોરી મને આપો. કારણ કે ગાડુ હાંકવાનો મારો વિચાર છે.

પરમાત્માની આજ્ઞાનો અનાદર ન થાય, એમ સમજી

ખોડાણાએ પરોણો તથા દોરી પરમાત્માના હાથમાં આપી, અને પોતે સુઇ ગયો. ઈશ્વરે ગાડું હાંકવાનું કામ શરૂ કરી દીધું.

ડંકપુર મહાત્મનો ૩ અધ્યાય સમાપ્ત

## अध्याय ४

सूतउवाच-

कृष्णोनसियदारूढस्तदैको देवसत्तमः ॥
तेजोमयेनदेहेन समागत्या नम द्धारिम् ॥१॥

સૂત-મહર્ષિઓ, પરમાત્મા એક સ્થળ છોડી બીજે સ્થળે એક કારણથી જતા નથી. દ્વારિકાધીશે ગાડું હાંકવા માંડયું એટલામાં એક અદ્ભુત ચમત્કાર થયો, કે એક સુંદર આકૃતિવાળો પુરૂષ પરમાત્માની પાસે નમસ્કાર કરીને ઉભો. આ પુરૂષને નિહાળતાં પ્રસન્ન થતા પરમાત્મા ધીમે સૂરે બોલ્યા.

પરમાત્મા-હે દિવ્ય આકૃતિધારી, હું તારી ઉપર પ્રસન્ન થયો છું, માટે તું સત્યલોકમાં જા. પરમાત્માનું વચન સાંભળી આ પુરૂષ એક સુંદર વિમાનમાં બેસી સત્ય

લોકમાં ચાલ્યો ગયો. આ સમયે, બોડાણો કંઈ ઉંઘતો ન હતો પરંતુ ઇશ્વર સ્મરણ કરતો પડી રહ્યો હતો. તે આ બનાવ જોઇ વિસ્મય પામતો ઇશ્વરને ધીમે સૂરે કહેવા લાગ્યો કે

બોડાણો-મહારાજ, આ દિવ્ય દેહધારી કોણ હતો અને તેને તમોએ સત્યલોકમાં શાને માટે મોકલ્યો.

પરમાત્મા-( પ્રસન્ન થતા ) ભક્તરાજ, જે વૃક્ષના લાકડાથી આ ગાડું બનેલુ છે, તે વૃક્ષની જોડે આ વૃક્ષ ઉગેલું હતું. તેને ગાડા ઉપર ચઢતાં મારો અડકી ગયો. તેથી દિવ્ય આકૃતિ ધારીને મારી પાસે આવ્યો અને મેં તેને સત્યલોકમાં જવાની આજ્ઞા આપી.

બોડાણો-ધન્ય છે મહારાજ, મારા જીવનને, કે જેના પગના સ્પર્શથી વૃક્ષ વિગેરે જડ વસ્તુનો ઉદ્ધાર થઇ ગયો, તો તમારા ભક્તો તથા મનુષ્યજાતીનો ઉદ્ધાર કેમ ન થાય?

ગાડુ આગળ પવનવેગથી ચાલવા માંડયું. બોડાણો પરમાત્માની આજ્ઞાથી પાછો સૂઇ ગયો, મળસકું તો થયું નથી એટલામાં આ ગાડું સીમળજ નામના ગામની ભાગોળે આવી પહોંચ્યું એટલે પરમાત્માએ ગાડું ઉભુ રાખ્યું અને પાસે એક લીમડાનું વૃક્ષ હતું તેની તળે જઇ ઉભા રહ્યા. અને બોડાણાને બૂમ મારી જાગૃત કર્યો, અને બોડાણાને

કહેવા લાગ્યા.

પરમાત્મા—હે ભક્તરાજ, હવે તમારૂ ગામ કેટલે દૂર છે અને કઇ દિશામાં છે તે મને કહો, કારણ કે હું આ ભૂમિનો ભોમીઓ નથી.

બોડાણો—હે ત્રિલોકના નાથ, આ તમે શું બોલો છો ? તમારાથી કઇ વસ્તુ અજાણી છે ? સર્વના ઉત્પન્ન કરતા તમો છો ને ? પરંતુ મારા મૂખથી તમારે સાંભળવા ઇચ્છા હોય તો હું તમને કહું છું. મારૂં ગામ અહીંઆંથી એક ગાઉ છે અને તે ઉત્તર દિશા તરફ છે.

અહાહા !! મહર્ષિઓ પરમાત્મા જે લીંબડાના વૃક્ષ તળે ઉભા હતા તે લીંમડો તેમની છાયાથી મીઠો થઇ ગયો.

ભગવાને બોડાણનું વચન સાંભળી ગાડા ઉપર બેસીને ગાડું આગળ હાંક્યું. થોડાક સમયમાં આ ગાડું ડંકઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યું. ત્યાર બાદ પરમાત્માએ પોતાના હાથમાંથી પરોણો અને દોરી છોડી મુકી, અને વિજયસિંહ ( બોડાણા ) ના હાથમાં આપી. આ સમયે નિહાળશાની ડંકઋષિને આ ખડખડાટ સંભળાયો. એટલે પોતે આશ્રમની બહાર આવ્યા, અને જુએ છે તો એક ગાડા ઉપર પરમાત્મા દ્વારિકાધીશની મૂર્તિ નિહાળી એટલે એકદમ આ ગાડાની પાસે દોડી આવ્યા, અને આ

મૂર્તિના ચર્ણ સ્પર્શ કરી સ્તુતિ કરતા ઉભા રહ્યા.

આ મહર્ષિની સ્તુતિ સાંભળીને પરમાત્માએ પોતાની મૂર્તિનું સ્વરૂપ બદલી નાખ્યું, અને તેમની સમક્ષ ઉભા રહીને ધીમે સ્વરે મહર્ષિને પ્રણામ કરી કહેવા લાગ્યા.

પરમાત્મા—મહર્ષિ, આપના કહ્યા મુજબ મારી પ્રતિજ્ઞા સફળ કરવાને ભક્તાધીન થઇને આવેલો છું. અને હવે હું અહીંઆંજ નિવાસ કરવાનો છું.

મહર્ષિ આ પ્રમાણે તેમનું વચન સાંભળી આનંદ પામતા કહેવા લાગ્યા.

મહર્ષિ-તમારાં વચનો સાંભળી મારા હૃદયની અંદર ઘણોજ આનંદ થાય છે. પરંતુ હવે તમો તમારા ભક્તના ઘર તરફ જાઓ. કારણ કે મારા નિત્યકર્મના સમય થવા આવ્યો છે અને પાછળથી ભય છે. મહર્ષિનાં આવાં વચનો સાંભળી ભગવાને પોતાનું સ્વરૂપ બદલી નાખીને મૂર્તિ સ્વરૂપ ધારણ કર્યું.

પરમાત્માની આજ્ઞાથી ભક્તરાજ બોડાણે પોતાનાં તરફ ગાડું હાંકયું અને ક્ષણવારમાં પોતાના મકાન તરફ આવી પહોંચ્યા. કોઇના આવ્યાનો ખડખડાટ સાંભળી ઘરમાં રહેલાં ગંગાબાઇ પોતાનું બારણું ખોલીને જુએ છે તો તેમણે પોતાના સ્વામીનાથ અને પરમકૃપાળુ પરમાત્માને

નિહાળ્યા, અને હર્ષથી ઘેલી બનેલી ગંગાબાઇએ તે બન્નેને નમસ્કાર કર્યો. ત્યારપછી બોડાણો ગાડામાંથી નીચે ઉતરી ગયો, અને પોતાના ઘરમાં જઇ પોતાની સ્રીને અંદર બોલાવી શુદ્ધ ભૂમિ કરીને તેની ઉપર આસન બિછાવવા કહ્યું. આવાં પોતાના પતિનાં વચનો સાંભળી મનની અંદર પોતાનું અહોભાગ્ય માનતી પોતાના સ્વામીને કહેવા લાગી.

ગંગાબાઇ-સ્વામીનાથ આપની આજ્ઞા સ્વીકારીને હું જલદીથી આસન બિછાવી દઉં છું, તમો પ્રભુપાણી પરમાત્માને બહારથી અંદર લાવો. આ સાંભળી બોડાણો કે જે ભક્ત હતા તે બહાર ગયા ગંગાબાઇએ સ્વામિનાથના ગયા બાદ એક ક્ષણવારમાં શુદ્ધ ભૂમિ શોધીને પરમાત્માને માટે શુદ્ધ આસન પાથરી દીધું. ભક્તરાજે પરમાત્માને ગાડા ઉપરથી અંદર લાવી આસન ઉપર પધરાવ્યા, અને તેમનું યથાયોગ્ય પૂજન કર્યું, તેમની આરતી ઉતારી અને તેમને નૈવેદ્ય અર્પણ કર્યું. પરમાત્માએ નૈવેદ્યને પ્રેમ સાથે સ્વિકારી લીધું. એટલામાં પ્રભાત થઇ ગયું, સૂર્યનારાયણ ભગવાને પોતાનું તેજ પ્રસરાવ્યું. ભગવાન દ્વારિકાધીશ પધાર્યા તે વાત ગામમાં ફેલાવવા લાગી. ગામમાં જેમ જેમ લોકોને ખબર પડવા માંડી તેમ તેમ સૌ સૌએ પોતપોતાની બુદ્ધિનો પ્રયોગ પરસ્પર કરવા માંડયો.

કેટલાક કહેવા લાગ્યા કે ભગવાન દ્વારિકાધીશને લાવવાને માટે કોણ શકિતમાન છે. કારણ કે ત્યાંના રાજાનો બંદોબસ્ત ઘણોજ કઠિન છે. વળી કેટલાક કહેવા લાગ્યા કે દુર્બળ બળદીઆ અને ભાગેલું ગાડું તેનું હતું તો થોડા જ દિવસમાં તે ભગવાન લઇને એકદમ ક્યાંથી આવી શકયો ? વળી કેટલાક એમ કહેવા લાગ્યા કે એ વૈષ્ણવ છે એટલે કઇકથી જુની મૂર્તિ ઉપાડી છે. વળી કેટલાક ડાહ્યા પુરૂષો એમ પણ કહેતા કે ભાઇઓ ? વિચાર કરે શું વળવાનું છે આપણે, પણ તે વાતની બરાબર પરિક્ષા કર્યા વગર બોલવું તે ખોટું છે. ગમે તેમ હોય પરંતુ મૂર્તિતો પરમાત્માની છે. આપણે તે પૂજનીય છે. વળી કેટલાક તો દ્વારકાધીશજ છે એમ માનતા દર્શનને માટે આવવા લાગ્યા. મહર્ષિઓ ? આ પ્રમાણે પરમાત્મા દ્વારિકાધીશ ડાકોરમાં ૧૨૧૨ ની સાલમાં કાર્તિકી પુનમે અને ગુરૂવારે પધાર્યા. અને ભકતોનો ઉદ્ધારવા માંડયો. પોતાના ભકતના ભક્તિરૂણમાંથી મુકત થયા, અને રણછોડ એમ નામ ધારણ કર્યું.

ડાકોર મહાત્મ્યનો ૪ અધ્યાય સંપૂર્ણ



# अध्याय ५

सेवकाःप्रातरुथ्याय गुगलीत्यमिविस्हता ॥
दद्रशुर्विवृद्वारं कृष्ण हीनंच मंडीरम् ॥१॥

## પરમાત્માની શોધ

પરમાત્મા દ્વારિકાધીશ ડાકોરમાં બિરાજમાન થયા પછી સવાર થયું, સૂર્યોદય થયો. દ્વારિકામાં તેમના સેવકો જાગૃત થયા અને મંદિર તરફ નિહાળે છે તો મંદીરના તમામ કમાડ ઉઘાડાં દીઠાં, અને અંદર જઇને જુવે છે તો પરમાત્માની મૂર્તિ પહાણ દીઠી. આથી તેઓ ગામરા બની ગયા. મુખ ઉતરી ગયું અને કલેશ તથા શોધ કરતા. દ્વારિકાના રાજાની પાસે આ ખબર કરવા ગયા. અને રાજાને કહી સભળાવ્યું. રાજા સેવકોના મુખનું વૃત્તાંત સાંભળી વિસ્મય પામ્યો અને એકાએક મંદીરમાં આવી તપાસ કરે છે તો સેવકોના કહ્યા મુજબ દીઠું એટલે કેટલાક સ્વારોને પરમાત્માની શોધ માટે દોડાવ્યા. આ વાત ઘેરઘેર જાહેર થઇ ગઇ. આગલે દિવસે જે લોકોને બોડાણાનો વહેમ પડયો હતો તે લોકો રાજાની સમક્ષ આવીને કહેવા

લાગ્યા કે.

લોકો–મહારાજ, ડાકોરનિવાસી બોડાણા નામનો ભકત પરમાત્માનો છે, કે જે હાથમાં તુલસી વાવીને પરમાત્માને ચઢાવી જતો હતો, તે કોઇ દિવસ નહિ ને ગઇ કાલ રોજ ગાડુ લઇને અહીં આવ્યો હતો! તે આજ અહીંઆ પણ નથી. માટે તેની ઉપર અમને વહેમ આવે છે. જ્યારે તે આવતો ત્યારે પાંચ દિવસ સુધી અહીંઆં રહેતો હતો, અને આ ફેરો તો એકજ દિવસ રહીને ગયેલો છે, માટે તમારે ડાકોરમાં તપાસ કરાવવી જોઇએ.

રાજા–તમો કહો છો તે વાત સાચી હશે પરંતુ તેની શકિત મંદિરનાં સખત તાળાં તોડીને પરમાત્માને લઇ જવાની જણુંતી ન હતી તેમ છતાં તમારા બધાનુ તેવું ધારવું હોય તો આપણે ડાકોરમાં જઇને તપાસ કરીએ. રાજાએ મંદીરમાંથી પરમાત્માની શોધ કરતા સેવકોને બોલાવ્યા અને આ લોકોની કહેલી વાત કહી સંભળાવી.

સેવકો–મહારાજ. આ લોકો કહે છે તે સત્ય હશે એમ અમે વિશ્વાસ રાખીએ છીએ.

રાજા-ઠીક, ચાલો ત્યારે આપણે બધા સૈન્ય સહિત ડાકોર તરફ જઇએ. બોડાણો પરમાત્માને લઇ ડાકોર પહોંચ્યા નહિજ હોય કારણ કે એકજ રાત્રી આડી ગઇ છે. દ રિકાથી

ડાકોર જતાં ૧૫ દિવસનો રસ્તો રહેલો છે.

રાજાની આજ્ઞા થવાથી તમામ સેવકો તથા સૈન્ય તૈયાર થઇ ગયું, રાજા સાથે સર્વે દ્વારકાથી ડાકોર જવાનો માર્ગ પકડયો. સર્વે જણ પરમાત્માની રસ્તામાં શોધ કરતા ચાલ્યા જાય છે, પરંતુ માર્ગમાં કંઇ જણાતુ નથી. તેઓ શોધ કરતા કરતા ૧૪ મા દિવસે સીમલજ ગામની ભાગોળે આવી પહોંચ્યા. અને સ્વસ્થ થઇ ડાકોર તરફ આવવાનું શરૂ કરી દીધું.

મહર્ષિઓ-પરમાત્મા સર્વજ્ઞાતા છે. આ લોકો પાસે આવી પહોંચ્યા છે તેની શું ખબર તેમને ન પડી શકે, દ્વારિકાવાસિ પાસે આવી પહોંચ્યા છે એમ જાણી પરમાત્માએ પોતાના ભક્તને કહેવા માંડયું.

પરમાત્મા-ભક્તરાજ, સાવધાન થાઓ, મારા સેવકો તથા રાજા પોતાના સૈન્યાઓને લઇ મારી શોધ કરતા ડાકોરની ઘણી નજીક આવી પહોંચ્યા છે. આ પ્રસંગમાં કદાચ યુદ્ધનો પ્રસંગ આવી પહોંચશે. આપણી પાસે પુરતુ સાધન પણ નથી. માટે મને તું જલદીથી આ ગોમતીજીમાં [illegible] દે અને હાથમાં લાકડી લઇ તેમની સામે જા. મારા દૂતો પણ વિમાન લઇને આવી ઉભા છે, માટે તેમની [illegible] [illegible] દેહને [illegible] દિવ્ય દેહને ધારણ કરી [illegible] [illegible]

જા. પરમાત્માની વાણી સાંભળી ભક્તના મનમાં ઘણોજ આનંદ થયો અને પોતાની સ્રીને ઇશ્વરે કહેલી આજ્ઞા કહી સંભળાવી.

સ્રી-મહારાજ, પરમાત્માની આજ્ઞાને પાળો. અને વૈકુંઠ સિધાવો હું તે દુખોગ્રા બીતી નથી. કારણ કે મારી સહાયમાં ત્રિલોકના નાથ હાજર છે પોતાની સ્રીનું વચન સાંભળી બોડાણા પ્રસન્ન થયો અને ભગવાનના કહ્યા મુજબ તેમની મૂર્તિન ગોમતીજીમાં પધરાવી અને તેમનું પૂજન કર્યું. પરમાત્માએ તમનું પૂજન પ્રેમસાથે સ્વિકાર્યું અને છેલ્લા અક્ષરા કહેવા લાગ્યા.

પરમાત્મ - ભકતરાજ, હવે વાર ન કરશો, મઠ મથલમાં રહેશો નહિ. તમારી સ્રીની ચિંતા બીલકુલ કરશો નહિ. તમારી સ્રી આ લોકમાં મારૂ ત્રણ વર્ષ સુધી પૂજન કરીને વૈકુંઠમાં આવશે

ભકતરાજે પરમાત્માનું વચન સ્વિકારી લીધું અને તેમને નમસ્કાર કર્યાં, પોતાના હાથમાં દહીંનો વાડકો લીધો અને પેલા દ્વારિકા વાસિઓ આવે છે તેમના સામા ગયા.

દ્વારિકાવાસિઓ પોતાના સામા બોડાણાને આવતો જોઇને ચોર આવે છે ચોર આવે છે એમ ઘોંઘાટ કરવા માંડયો. ભકતરાજ થોડીક વારમાં તેમની પાસે જઇ પહોંચ્યા.

એવામાં સૈન્ય પણ પોતાના સમીપમાં આવી પહોંચ્યું. અને તેમાથી એક જણે ભકતરાજને એક ભાલો માર્યો. હવે કહેવાની વાત એ કે આ ભકતનો ભાર પરમાત્માએ સ્વિકારી લીધો, અને બોડાણાને કેવળ ભાલો વાગ્યો એટલું જ નિમિત થયું, બોડાણાએ એકાએક દ્વારિકાવાસિઓના દેખતાં પોતાનો સ્થૂળ દેહ ત્યાગ કર્યો અને દિવ્ય સ્વરૂપને ધારણ કરી વિમાનમાં બેસી વૈકુંઠ સિધાવી ગયા

બોડાણાનું મૃત્યુ જોઇને સર્વે શાંત થઇ ગયા. અને ગભરામણમાં પડયા. રાજા પણ આ અકસ્માત સાહસ પોતાના સૈન્યોએ કરેલું જોઇને અત્યંત પશ્ચાતાપ કરતો સર્વ જણને કહેવા લાગ્યો.

રાજા-આપણે જે કરવાનું હતું તેતો કયાંય રહ્યું અને પરમાત્માને લાવતા પહેલાં હત્યા લીધી. બોડાણો ભગવાનને કેવી રીતે લાવ્યો મોટા અને સજ્જડ તાળાં દીધેલાં બારણાં કેવી રીતે ઉઘાડયાં. તે બધુ પૂછવાનું તો આપણા મનમાંજ રહી ગયું, પરમાત્માની મૂર્તિ લાવીને કોણ જાણે કયાંય મુકી હશે. એટલામાં બોડાણાના મરણની ખબર ડાકોરવાસીઓને ખબર પડતાં ગામ બહાર આવી પહોંચ્યા. સગા સંબંધીઓ પણ રડતા કકળતા આવી પહોંચ્યા, ગંગાબાઇને તો પોતાના પતિના મરણની ખબર

પ્રથમથીજ હતી. એટલે પોતે ત્યાં શોક કરતી આવી પહોંચી, અને હિમ્મતવાળી સર્વજણને ધીમે સાદે કહેવા લાગી કે-

ગંગાબાઇ-સંબંધીઓ ક્લેશ કરે હવે આપણું શું વળવાનું છે, પરમાત્માએ ધાર્યું હશે તે થયું, માટે આપણે તેમના દેહને અગ્નિસંસ્કાર વિગેરે કાર્ય કરવાનું રહ્યું.

સંબંધીઓ-તમારી ગંભીરતા જોઈ અમને આશ્ચર્ય લાગે છે, ઠીક ત્યારે આપણે ભક્તરાજના દેહને અગ્નિ સંસ્કાર કરીએ.

સર્વેજણ એકઠા મળીને ભક્તરાજના દેહને સ્મશાનમા લઇ ગયા અને અગ્નિદાહ કર્યો. ત્યાર પછી સર્વે ગોમતીજી ઉપર આવીને સ્નાન કરવાને ગયા. ગંગાબાઈ ગોમતીજી ઉપર આવીને જુવે છે. તો લોહ વાળુ બધુ પાણી જોયું. એટલે ગભરાતી કોઇ ન જાણે તેમ ગોમતીજીના જળમાં પ્રવેશ કર્યો અને પરમાત્માની પાસે જઇને જુવે છે તો તેમના માથામાં ભાલાનો મોટો ઘા પડેલો છે અને તેમાંથી લોહીની ધારા છુટે છે. આ જોઇ ગંગાબાઇ તો સ્થિર બની ગયાં. અને નિશ્ચય કર્યો કે પરમેશ્વરે મારા સ્વામિનો ઘા સ્વિકારી લીધો છે.

ગંગાબાઇ-મહારાજ, હમારે માટે તમો ઘણું જ દુઃખ વેઠો છો અને વેઠી રહ્યા છો, હવે હદ થઇ ગઇ છે,

તમો જલદીથી બહાર નીકળો. આ નીકળતા લોહીને બંધ કરવાનો ઉપાય કરૂં. આ સાંભળીઃ-

પરમાત્મા-હે દેવી, મારી ચિંતા તમો બીલકુલ ન કરશો, મને દુઃખ થતું નથી મને તમો અડકશો નહિ. કારણ કે તમારે દશ દિવસનું સુતક છે. હું બહાર નીકળું તો મારૂં પૂજન કોણ કરશે ? દ્વારિકાથી આવેલા જે મારા ભક્તના દ્વેષી છે તેમને મારે મૂખ બતાવવુ નથી. જળમાં મારૂં પૂજન ગોમતીજી કરશે.

ગંગાબાઇ-મહારાજ, શાંતિ રાખો. તમારે તો સર્વના ઉપર સમાનતા રાખવી જોઇએ, દ્વારિકાવાશીઓ પણ આપના સેવક કહેવાય.

પરમાત્મા ગંગાબાઇ તમે કહોછો તે સત્ય છે પરંતુ તે લોકોએ મારા ભક્ત ઉપર દ્વેશ તથા પ્રાણ હરણ કર્યો છે. માટે તેઓ પાપી કહેવાય તેમને જોવા હું દશ દિવસ સુધી નહિ આવું. એટલે મારૂં ધ્યાન કરતા શોક કરશે અને તે શોકને લીધે તેમના પાપ બળી જશે, એટલે હુ દર્શન આપીશ. પરમાત્માનુ એવુ વચન સાંભળી ગંગાબાઇ કોઇ ન જાણે તેમ બહાર નીકળ્યાં અને પાણી શુદ્ધ કરી સ્નાન કરવા માંડ્યું. અત્યારે સ્નાન કરવા આવેલી સ્ત્રીઓ તથા પુરૂષો લોહીવાળું પાણી જોઇને કહેવા લાગ્યાકેઃ—

સંબંધીઓ—અરે ગોમતીજીના જળમાં લોહી ક્યાંથી આવ્યું તેનો આપણે તપાસ કરવો જોઇએ. સંબંધીઓના વચન સાંભળી ગંગાબાઇ કહેવા લાગ્યાં :—

ગંગાબાઇ—તમો પાણીને ડોળશો નહિ. તેની અંદર દૂર જશો નહિ. કારણ કે મારા સ્વામિનાથે દ્વારિકાવાસીઓના વચને શ્રીધે ભગવાનની મૂર્તિને અંદર પધરાવેલી છે. આપણે સુતકી છીએ એટલે કદાચ તેમને અડકી જવાય તો પાપના ભોગી થઇએ.

ગંગાબાઇનું વચન સાંભળી સર્વે શાંત બની ગયા, અને તેમનું વચન સત્ય માનતા એક જગ્યાએ સ્નાન કરવા માંડયું. અને મન દૃઢ નિશ્ચય કરવા લાગ્યા કે જરૂર દ્વારિકાધીશ આવેલા છે અને તેમનો પરમ ભક્ત બોડાણાજી રહેલા છે, સર્વે જણે સ્નાન કર્યું અને પછી પોતાના ઘર તરફ ગંગાબાઇની આજ્ઞા મેળવી ચાલવા માંડયું. ગંગાબાઇ પણ સર્વના વેરાયા બાદ પરમાત્માનું સ્મરણ કરતી પોતાને ઘેર ગઇ. સર્વ જણના ગયા બાદ ગોમતીજીનું પાણી સ્થિર બન્યું અને લોહી એક કોરાએ થઇ ગયું અને તેની એક ભારે શીલા બની ગઇ.

ડંકપુર મહાત્મ્યનો ૫ મો અધ્યાય સંપૂર્ણ

## अध्याय ६

मृते त्रिजयसिंहेतु द्वारिकावासिनोजनाः ॥
अन्यायमयवादंच प्राप्तासाहसकर्मणाम् ॥२॥

સૂત-મહર્ષિઓ ! દ્વારિકાથી આવેલ રાજમંડળ સાથે દ્વારિકાવાસીઓ પોતાના સાહસ કર્મથી શોક કરતા તે દિવસની રાત્રી ગાળી. અને સવાર થતામાં તેઓએ ગામમાં જઇ મૂર્તિ શોધી કાઢવી અને દ્વારિકામાં જવું એમ નિશ્ચય કર્યો. રાજાની આજ્ઞા લઇ કેટલાક શસ્ત્રધારીઓ તથા સેવકોએ ગામમાં પ્રવેશ કર્યો અને પરમાત્મની મૂર્તિની શોધ કરવા માંડી. ગામની અંદર શસ્ત્રધારીઓને જોઇ કેટલાક ડાકોર નિવાસી લોકો તથા ગંગાબાઇના સંબંધીઓને મહાન્ ચિંતા ઉત્પન્ન થઇ કે જરૂર આ લોકોએ બોડાણાનો પ્રાણ લીધો અને ગંગાબાઇનો પણ પ્રાણ લેશે. માટે આપણે આપણા બનતા પ્રયાસથી ગંગાબાઇનો પ્રાણ બચે તેમ કરવું જોઇએ એમ ધારી સર્વજણ એકઠા થયા અને ગંગાબાઇના મકાનના ઓટલા ઉપર પોતપોતાના શસ્ત્રો લઇને બેઠા.

દ્વારિકાવાસીઓ પરમાત્માની મૂર્તિને માટે ડાકોર ગામમાં ફેર ફેર ફર્યા પરંતુ કંઇ પત્તો ન લાગ્યો એટલે

ગંગાબાઈના ઘરમાં તપાસ કરવાને માટે આવ્યા. શસ્ત્રધારી ઓને આવેલા જોઇને ઓટલા ઉપર બેઠેલા લોકો ઉભા થઇ ગયા. અને ગંગાબાઈના ઘરમાં જતા તમને અટકાવ્યા. આથી તેઓને પરસ્પર બોલાચાલી થઇ. પરિણામમાં યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. બન્ને પક્ષે યુદ્ધ શરૂ કર્યું, પરસ્પર લોકોનો સંહાર થવા માંડયે. આ યુદ્ધને જોઇને કેટલાક ત્રાસ પામી ગયા અને ગોમતીજીમાં જઇ પડયા અને પોતાનો પ્રાણ ખોયો. ગોપના ઘરનાં રહેલા બળદો પણ ત્રાસથી ખીલેથી છૂટીને નાઠા અને ગોમતીજીમાં જઇ પડયા અને પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. નીલકંઠ નામનો જે બ્રાહ્મણ કાગડો થઇને અવતર્યો હતો તે પણ એક ભાલથી મર્યો. અને તેનું શરીર ગોમતીજીમાં પડયું. પરંમ કૃપાળુ પરમાત્માએ ગોમતીજીની અંદર પડેલાઓનો ઉદ્ધાર કર્યો.

આ લોકોનો સંહાર થતો જોઇ ગભરાતા ગંગાબાઇ બહાર આવ્યાં અને કહેવા લાગ્યાં કેઃ-

ગંગાબાઈ- અરે તમે શાને માટે યુદ્ધ કરો છો. પરમાત્મા જેને સહાય છે તેને કોણ મારનાર છે. માટે શાન્તિ ધરો.

ગંગાબાઇના વચન સાંભળી ગામના લોકોએ પોતાના શસ્ત્રો નીચે મુકી દીધાં, એટલે દ્વારિકાવાસીઓ શાંત થયા.

અને ગંગાબાઈને કહેવા લાગ્યાં કે:-

દ્વારિકાવાસી-પરમાત્માની અમને મૂર્તિ આપો, અને તે તમારાજ ઘરમાં રહેલી છે.

ગંગાબાઈ-ભાઇઓ, મારા ઘરની અંદર નથી તેમજ જો તમારે તપાસ કરવી હોય તો આ મારૂ ઘર, તમે તપાસ કરો, હોય તો લઇ જાઓ, ગંગાબાઇના વચનથી તેઓ અંદર ગયા, અને તપાસ કર્યો તો કંઇ પણ ન જણાયું એટલે નિસ્તેજ મૂખે પાછા ફર્યા, અને ગામના લોકોને આજીજી કરી કહેવા લાગ્યા.

દ્વારિકાવાસી-હે! ડાકોર નિવાસીઓ, તમારો સંપ ઘણો સખત છે, અમારી રાજકીય સત્તા તમારી આગળ પાણી ભરે છે, હમો તમને વિનંતી કરીને કહીએ છે કે અમને પરમાત્માની મૂર્તિ બતાવો; કારણ કે અમારો આધાર તેમની ઉપર છે,

મહર્ષિઓ! આ પ્રમાણે તેમની વિનંતી સાંભળી ગંગાબાઈ સાથે ડાકોર નિવાસીને ઘણીજ દયા આવી અને મનમાં વિચાર કર્યો કે, જો પરમાત્માની અહીંઆં રહેવાની ઇચ્છા હશે તો તેમને લઇ જવાને કોણ સમર્થ છે, અને તેઓ મૂર્તિ લીધા વગર પાછા જશે પણ નહિ.

ડાકોરવાસીઓ-દ્વારિકાવાસીઓ, પરમાત્મા દ્વારિકા-

ધીશની મૂર્તિ ગોમતીજીમાં ભક્તરાજ બોડાણાએ પધરાવેલી છે

ડાકોરનિવાસીનું વચન સાંભળી પ્રસન્ન થતા દ્વારકાવાસી રાજાસહિત એકઠા થયા અને ગોમતીમાં જ્યાં અગાડી પરમાત્માની મૂર્તિ હતી ત્યાં જઇ પહોંચ્યા. ત્યાર-પછી તેમનામાંનો કેટલોક ભાગ પાણીમ ઉત્ર્યો અને પરમાત્માની મૂર્તિને બહાર કાઢવા મંડી, તે લોકોએ ઘણોજ પ્રયત્ન કર્યો પરંતુ નિષ્ફળ નિવડ્યો, અને હારીને બહાર આવ્યા. એટલે સર્વજણ ગોમતીજીમાં ઉતર્યા અને પરમ કૃપાળુ પરમાત્માની મૂર્તિને બહાર કઢવા માંડી પરંતુ એક ચોખા પુર પણ ઉપડી શકી નહિ. તેથી નિરાશ થઇ બહાર નીકળ્યા અને મનમાં ઘણાજ પસ્તાતા છ.નામાના ગામની બહાર પોતાનો તંબુ નાખેલો હતો ત્યાં ચાલ્યા ગયા. રાજાની તો એવી સ્થિતી થઇ હતી કે બોલવાને શક્તિમાન થયો નહિ. અને પૃથ્વી ક્યારે માર્ગ આપે કે પાતાળમાં ચાલ્યો જાઉં. પરંતુ શું કરે તે આ પ્રસંગમાં લાચારજ હતો રાજસત્તા ઇશ્વરસત્તા આગળ ચાલી શકે તેમ ન હતી તંબુમાં ગયાબાદ રાજા સર્વજણને એકઠા કરી ધીમે સૂરે કહેવા લાગ્યો કે :-

રાજા–હે દ્વારિકાવાસીઓ, હવે આપણે માન લેર દ્વારિકા તરફ પાછા ફરવું માન ભરેલું છે, આપણી સત્તા

હવે ચાલી શકે તેમ નથી.

દ્વારિકાવાસીઓ—ભલે આપને જવું હોય તો જાવો પણ હમો દ્વારિકામાં પાછા આવનાર નથી કારણ કે હમારૂં જીવન એ પરમાત્મા છે. હમારો દેહ અહીંઆં પડશે તો કંઇ ફીકર નથી, અમે સમજીએ છીએ કે ઇશ્વર ભક્ત આધીન છે. શાસ્ત્રો પોકારીને કહી રહ્યાં છે. અમોએ તેમના ભક્ત ઉપર દ્રોહ કરેલો છે તેનું જ ફળ હમારે ભોગવવું પડયું છે.

રાજા આ પ્રમાણે દ્વારિકવાસીઓનો દૃઢ નિશ્ચય જાણી નિરાશ થયો, અને પોતે પણ દ્વારિકાવાસીઓ જ્યાં સુધી રહે ત્યાં સુધી રહેવાનો નિશ્ચય કર્યો

ડંકપુર મહાત્મ્યનો ૬ ઠો અધ્યાય સંપૂર્ણ

---

## अध्याय ७

इत्थंडंकाश्रमेतेषु कर्वत्स्वनशनव्रतम् ॥

स्मरत्सुचद्वारकेशं व्यतीतादिवसादश ॥१॥

સુત–મહર્ષિઓ, પ્રયત્ન કર્યો છતાં પરમાત્માની

મૂર્તિ ન મળી શકવાથી દ્વારિકાવાસીઓએ પરમાત્માની મૂર્તિ જ્યાં સુધી ન મળે ત્યાં સુધી ઉપવાસ કરવાનો નિશ્ચય કરી ઉપવાસ શરૂ કરી દીધો.

પરમાત્મા હંમેશાં રાત્રીએ ગંગાબાઇને ત્યાં ભોજન કરતા, અને ગોમતીજીમાં નિવાસ કરતા હતા. પરંતુ હાલમાં તો ગંગાબાઇના સુતકને લઇ કેવળ ફલાહાર કરીને પાછા ગોમતીજીમાં ચાલ્યા જતા હતા.

એક વખતે તપાસ કરતાં પરમાત્માને માટે દ્વારિકાવાસીઓ ઉપવાસ કરે છે એવી ખબર ગંગાબાઇને મળી, આથી તેમના મનમાં ઘણોજ ખેદ થયો. પરંતુ શું કરે? પરમાત્માની મરજી તેમની ઉપર કૃટાક્ષ ભરેલી હતી એટલે પોતાનો ખેદ મનમાં રાખીને પોતાના દિવસો ગાળતાં હતાં. એમ કરતા દશ દિવસ વીતી ગયા બાદ ગંગાબાઇએ ફરીથી તપાસ કરી તો દ્વારિકાવાસીઓને ઉપવાસથી હારી ગયેલા ન દીઠા, એટલે તેમનાથી હવે આ દુઃખ સહન ન થઇ શક્યું, અને પરમાત્માને કહેવાનો નિશ્ચય કર્યો અને શોકમાં મગ્ન થયાં તે દિવસે પરમાત્મા પોતાના નિયમ મુજબ ગંગાબાઇના ઘરમાં આવ્યા અને જુવે છે તો ફલાહારનું કંઇપણ ઠેકાણુ ન દીઠું અને ગંગાબાઇને મહાન્ શોકસમુદ્રમાં ડુબતાં દીઠાં. આથી પરમાત્મા જાણતા છતાં અજાણ્યાનો ડોળ કરી ગંગાબાઇને કહેવા લાગ્યા કેઃ—

પરમાત્મા–હે દેવિ. તમો આજ મારી સાથે કેમ નથી બોલતાં. તમારા શરીરમાં જે દુઃખ હોય તે મને કહી જણાવો હું તેને દૂર કરીશ. મને હવે ઘણી ભૂખ લાગી છે માટે મને ફલાહાર તો આપો તો ખરાં ?

આ પ્રમાણે પરમાત્માના વચન સાંભળી, પોતાના દુઃખોનો પાર નહિ ગણતી હિમ્મત લાવીને પરમાત્માને ધીમે સૂરે કહેવા લાગી.

ગંગાબાઇ–મહારાજ, હું કંઇ આપની ઉપર રીસાઇ નથી. તેમજ મારા શરીરમાં કોઇ પણ જાતના વ્યાધીથી દુઃખ થતુ નથી પરંતુ જુઓ. મારૂ વચન તમે પાળો તો હું તમને કહું.

પરમાત્મા–હે દેવિ, ખુશીની સાથે તમારે જે કહેવું હોય તે કહો, હું તમારૂ વચન પાળીશ, કારણ કે ભકતનું વચન પાળવું એ મારો ધર્મ સમજુ છું.

ગંગાબાઇ–મહારાજ, આજ દશ દિવસથી દ્વારિકાવાસીઓ ઉપવાસ કરે છે. માટે મારા હૃદયમાં ઘણોજ ખેદ થાય છે. તમારા કહ્યા મુજબ તેમને દશ દિવસના ઉપવાસ થઇ ચુકયા છે, માટે તમો તેમની ઉપર કૃપા કરો. અને દ્વારિકામાં પાછા સુખેથી જાય તેમ કરો, એ મારી આપને નમ્ર વિનંતી છે.

પરમાત્મા–હે દેવિ, આપનું વચન પાળવાને હું તૈયાર છું પરંતુ તે લોકોનું મન હજુ શુદ્ધ થયું નથી, અને દ્રવ્યના ઘણાજ અભિલાષી છે. તેને માટે તેઓ ઉપવાસ કરી રહ્યા છે, જો તમને આ વાત સત્ય ન જણાતી હોય તો તમો તપાસ કરો અને મને આવતી કાલે કહેજો. પછીથી તમો કહેશો તેમ કરીશ. આવું પરમાત્માનું વચન સાંભળી ગંગાબાઇ વિરામ પામ્યાં અને પરમાત્માને જમવા સારૂ અંદરથી એક દુધનો લાડુ લાવી આપ્યો. અડધો પરમાત્માને મુકયો અને અડધો પોતે જમ્યા. દ્વારિકાધીશ પોતાના નીયમ પ્રમાણે ભોજન કરીને પાછા ગોમતીજીમાં ચાલ્યા ગયા.

રાત્રિ ચાલી ગઇ, અને સવાર થયું એટલે ગંગાબાઇએ પોતાનું નિત્ય કર્મ પરવારી લીધું, અને ગામના લોકોને બોલાવીને કહેવા લાગ્યા.

ગંગાબાઇ–હે પ્રિયજનો, તમો ગામની બહાર જ્યાં દ્વારિકાવાસીઓ વસેલા છે ત્યાં જાઓ. કારણ કે તેઓ આજ દશ દિવસ થયા ઉપવાસ કરી રહ્યા છે, માટે તેઓ શાથી ઉપવાસ કરે છે તેની તપાસ કરી લાવો. ગંગાબાઇની આજ્ઞા સાંભળી સર્વ જણ તૈયાર થયા અને જ્યાં દ્વારિકાવાસીઓ ઉપવાસ કરી રહ્યા છે ત્યાં ગયા, અને કહેવા

લાગ્યા કેઃ-

ડાકોરનિવાસીઓ-હે દ્વારિકાવાસીઓ, તમો શાને માટે ઉપવાસ કરી રહ્યા છો ? તમારૂ દુઃખ હવે અમારાથી સહન થતું નથી.

દ્વારિકાવાસી-પરમાત્માની મૂર્તિને માટે.

ડાકોરનિવાસી-અરે ભાઇઓ આમ દુઃખ વેઠવું ખોટું છે અને મતીક્ષા બનવું તે હવે તમારા માટે યોગ્ય નથી. કારણ કે અમોએ તમોને પરમાત્માની મૂર્તિ બતાવી. તમોએ તેમને લઇ જવાને માટે ઘણા પ્રયત્નો આદર્યા, પરંતુ નિષ્ફળ ગયા. જ્યાં પરમાત્માનીજ મરજી તમારી સાથે આવવાની નથી તો તમો કેવી રીતે લઇ જવાના છો. તે પરમાત્મા દેવને પણ પોતની મરજી વગર મળવા પણ દુર્લભ રહેલા છે. માટે તમો તેમને લઇ જવા ધારતા હો તો તમારૂં ધારવું નિષ્ફળ છે.

બ્રાહ્મણો-ભાઇઓ ? તમો જે કહો છો તે સત્ય છે. પરંતુ અમારૂં જીવનજ તેમનાથી રહેલું છે, માટે ભલે અમારો ઉપવાસ કરવાથી દેહ પડે પરંતુ અમો દ્વારિકા પાછા જવાનાજ નથી. કારણ કે, દ્વારિકામાં જઇ તેમના વગર નકામું ઝુરી મરવું, તેના કરતાં તેમના આ સ્થળમાં

પ્રાણ ત્યાગ કરવો એ ઘણો ઉત્તમ છે, અને તેજ અમને ફળદાયક છે.

ડાકોરનિવાસી—જો તમારે જીવનનીજ દરકાર હોય અને તેટલા માટે તમો તેમને લઇ જવા ધારતા હો તો અમે ગામ લોક થઇને તમારી એક વર્ષની ઉપજ આપીએ છીએ, અને પછીથી પરમાત્મા કોઇ રાજાના મનમાં ઉતરશે તો તમારી આજીવિકા સારી રીતે ચાલશે.

બ્રાહ્મણો-બંધુઓ, અમારે એક વર્ષની આપની પાસેથી ઉપજ લેવી અને પછીથી બીજાનો આશ્રય લેવો તેના કરતાં અહીંઆં મરવુંજ સારૂ ગણાય. અને જો તમોને અમારી લાગણી થતી હોય તો પરમાત્માની મૂર્તિના ભારના જેટલું સુવર્ણ આપો નહિ તો તમે પાછા જાઓ, અમારા પ્રારબ્ધમાં વિધાતાએ જે લખ્યું હશે તે થશે.

મહર્ષિઓ ! દ્વારિકાવાંસી બ્રાહ્મણોનાં આવાં વચન સાંભળી ડાકોરનિવાસી બ્રાહ્મણો ઉત્તર આપ્યા વિના ગંગાબાઇના ઘર તરફ વિદાય થયા. અને સર્વ વાત કહી સંભળાવી. દ્વારકાવાસીના વિચારો સાંભળી ગંગાબાઇને પરમાત્માનાં કહેલાં વચનો સત્ય લાગ્યાં. ત્યારપછી રાત્રીએ પરમાત્મા પોતાના નીયમ પ્રમાણે જમવાને માટે આવ્યા. એટલે ગંગાબાઇ પરમાત્માને વિચાર કરતી કહેવા લાગી કે:—

ગંગાબાઇ-પરમાત્મા બ્રાહ્મણોના મનના વિચારનો મેં તપાસ કરાવ્યો. તમારા વચનો સાચા છે, પરંતુ હું તમને આજીજી કરીને કહું છું કે લબો તેમના ઉપર ક્ષમા કરો, અને સંતોષો.

પરમેશ્વર-ગંગાબાઈ, જો તમને એ બ્રાહ્મણોને સંતોષવા ઇચ્છા હોય તો તમારી પાસેથી મારા ભાર જેટલું સુવર્ણ લાવો, મારી પાસે નથી.

ગંગાબાઈ-ત્રિલોકનાનાથ આ શું તમે લક્ષ્મીનાનાથ થઇને બોલો છો. આવા વચનો તમારે માટે યોગ્ય નથી. વળી મારી પાસે જે કંઇ હતું તે મારા સ્વામિનાથે આપને આણવામાં ખરચી નાખ્યું છે. હાલમાં તો મારી પાસે ફક્ત સવાવાલની વાળી છે, એ શિવાય કંઇ પણ નથી.

પરમાત્મા-દેવિ, એટલું સુવર્ણ મારો ભાર તોળવાને બસ છે. કારણ કે હું હલકામાં હલકા ભારવાળો, અને ભારેમાં પણ ભારે ભારવાળો રહેલો છું.

માટે આવતી કાલે સવારમાં તે બ્રાહ્મણો પાસે મારા ભાર જેટલું સુવર્ણ આપવું એવો કરાર લખાવી લઇને તું જાતેજ મારી મૂર્તિને બહાર કાઢજે. ત્રાંજવામાં તોળજે એટલે હું તારી વાળી કરતાં પણ હલકો થઇશ.

ગંગાબાઇ-મહારાજ, તેથી શું, તે બ્રાહ્મણોને સંતોષ

કેવી રીતે થવાનો. એ તો ફક્ત આપણો પ્રપંચજ કહેવાય.

પરમાત્મા—અત્યારે પ્રપંચનો સવાલ નથી. પરંતુ આમ કરવાથી, તેઓની દ્રવ્યાશા નાશ પામશે, અને મારી શુદ્ધ હૃદયથી પ્રાર્થના કરશે, એટલે તેઓના પાપો દૂર થશે, અને શુદ્ધ બનશે, એટલે હું તેમને અભય વરદાન આપીશ. પરમાત્માના વચન સાંભળી ગંગાબાઇ પ્રસન્ન થયાં, અને તેમને પગે પડયાં. ત્યારબાદ પરમાત્મા પણ પોતાના નિયમ પ્રમાણે ભોજન કરી ગોમતીજી તરફ ગયા.

ડંકપુર મહાત્મ્યનો ૭ અધ્યાય સંપૂર્ણ

---

## अध्याय ८

ततःप्रभातेगंगातु ग्राम्यान्याहविचक्षणान् ॥
विप्राणांदृहदमनं सुत्वाखिद्याम्यहंभृशन् ॥१॥

સૂત—મહર્ષિઓ, રાત્રી ચાલી ગઈ, સવાર થયું, એટલે ગંગાબાઈ ઉઠ્યાં, અને પોતાનું નિત્યકર્મ પરવાર્યાં. ગામના લોકોને બોલાવ્યા અને કહેવા લાગ્યા કેઃ—

ગંગાબાઈ—ગામવાસીઓ, તમારા મૂખથી દ્વારકાવાસી

બ્રાહ્મણોનો દ્દઢ વિચાર મેં જાણ્યો, મારાથી તેઓનું દુઃખ હવે સહન થતું નથી; માટે તમો તેમના તરફ જાઓ, અને કહો કે, તમારા કહ્યા મુજબ ગંગાબાઈ પરમાત્માની મૂર્તિના જેટલું સોનું આપવાને તૈયાર છે. માટે તમારી તેમ કરવા મરજી હોય તો પાકો કરાર લખી આપો, અને તૈયાર થાઓ આ સાંભળી ગામના લોકો વિસ્મય પામ્યા; અને મનમાં આટલુ બધું સોનું ગંગાબાઈ કેવી રીતે આપી શકાશે એવો વિચાર કરતા ભક્તરાજની પત્નીની આજ્ઞાને સ્વીકારી ગામ બહાર રહેલા બ્રાહ્મણો તરફ ગયા, અને કહેવા લાગ્યા.

ગામવાસીઓ– હે બ્રાહ્મણો, તમો તમારા શોકને દૂર કરો, ગંગાબાઈ આપના કહ્યા મુજબ પરમાત્માની મૂર્તિના જેટલું સોનું આપે એવો પાકો કરાર કરી આપો, અને તેટલું સોનું લઈ પ્રસન્ન થતા તમારી દ્વારિકાપુરી તરફ જાઓ.

આ વાત સાંભળી ? બ્રાહ્મણોએ ગંગાબાઇની ગરીબઈ જોઈ હતી, એટલે મનમાં વિસ્મય પામતા કરાર કરી આપવા રાજા સહિત તૈયાર થયા. કરાર કર્યો. ત્યાર બાદ ગામના લોક આ કરારને લઈ હર્ષ પામતા ગંગાબાઈ પાસે ગયા અને વંચાવી બતલાવ્યો. ગંગાબાઈ આ કરાર સાંભળી અત્યંત પ્રસન્ન થયાં, અને ગામના લોકોને કહેવા લાગ્યાં.

ગંગાબાઈ–હવે તમો દ્વારિકાવાસીઓને તેડી ગોમતીજી

ઉપર જાઓ અને ત્રાજવું બાંધો, હું તમારી પાછળજ આવુંછું આ પ્રમાણે ગંગાબાઈના વચનો સાંભળી ગામના વાસીઓ દ્વારિકાવાસીઓ પાસે ગયા, અને તેમને તેડી ગોમતીજીના ઘાટ ઉપર ગયા. ત્રાજવું બાંધી દીધું અને ગંગાબાઈની વાટ જોતા ઉભા રહ્યા. એટલામાં ગંગાબાઈ પરમાત્માનું સ્મરણ કરતી પોતાની સવાવાલની વાળીને લઈ આવી પહોંચ્યાં અને સર્વના દેખતાંજ ગોમતીજીમાં ઉતર્યાં. દ્વારિકાવાસિઓ તો ગંગાબાઈને જોતાંજ સ્તબ્ધજ બની ગયા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે આ તે વળી પરમાત્માની મૂર્તિના જેટલું સોનું કેવી રીતે આપી શકવાના, કે જેના પાસે પોતાનું પોષણ કરવાની પણ સત્તા નથી. વળી આ મૂર્તિને પણ તે કેવી રીતે પાણીમાંથી કાઢી શકવાની છે, કે જે મૂર્તિ આપણા બધાના પણ પ્રયત્નથી નીકળી શકી ન હતી. એટલામાં તો ગંગાબાઈ પરમાત્માની પાસે જઈ તેમનું પૂજન તથા સ્તુતી કરીને એક ફૂલની માફક મૂર્તિને લઇને બહાર નીકળી આવ્યાં. સહર્ષિઓ ? આ બનાવને જોતાં વારમાંજ દ્વારિકાવાસીઓ તો એક ચિત્રની માફક બની ગયા. ત્યારપછી ગંગાબાઈએ સર્વના સમક્ષ ત્રાજવાના એક ભાગમાં મૂર્તિને બેસાડી. અને બીજા ભાગમાં પોતાની વાળીને કાટલારૂપ મુકી દીધી. એટલે પરમાત્માની મૂર્તિવાળો ત્રાજવાનો ભાગ ઉંચો થયો, અને વાળીવાળો ભાગ નીચે રહ્યો. આ ચમત્કાર જોતાં

જ વારમાં સર્વના મૂખ ઉતરી ગયાં, અને પોતાની હાંશ પણ દૂર થઇ ગઇ.

ગંગાબાઈ—દ્વારિકાવાસીઓ હવે શો વિચાર કરે છો, તમારા કહ્યા મુજબ મ્હેં વર્તન કર્યું પ્રસન્ન થાઓ અને સૂવર્ણને લઈ દ્વારિકા તરફ પાછા જાઓ.

દ્વારિકાવાસી—(મનમાં ખેદ સાથે વિસ્મય પામતા) હે દેવિ, અમો પરમાત્માની મૂર્તિનું દર્શન કરી તૃપ્ત થયા છીએ. તમને પરમાત્મા પ્રસન્ન છે અને તમો તેમના સાચા ભક્ત છો. હમારે સોનું નથી જોઇનું કારણ કે પરમાત્માની મૂર્તિ તોળવામાં જે સુવર્ણ મુકયું, તે તેમને અર્પણ કર્યું કહેવાય. માટે તમો લઈ જાઓ, અત્યારે તમારો જ તે લઈ જવાનો હક કહેવાય. આ સાંભળી ગંગાબાઇએ તેમનુ વચન સ્વિકારી લીધુ અને તેમ કર્યું. અહા ધન્ય છે બોડાણાની ભક્તિને કે પરમાત્મા ભક્તની આબરૂ રાખવા ખાતર સવાવાલથી પણ ઓછા થયા.

ત્યાર પછી સર્વે દ્વારિકાવાસીઓ પરમાત્માનું ચિંતન કરતા અને ઉપવાસ કરી પોતાનો દેહ પાડવો એવો સિધાન્ત કરતા પાછા ફર્યા. ગંગાબાઈ પોતાના ઘર તરફ પરમાત્માની મૂર્તિને લઈ ગયાં. ડાકોર નિવાસીઓ પણ ગંગાબાઇની ભક્તિના વખાણ કરતા અને પોતાનુ જીવન સફળ માનતા પોતપોતાના ઘર તરફ વિદાય થયા.

**ડંકપુર મહાત્મ્યનો ૮ અધ્યાય સંપૂર્ણ**

# अध्याय ९

## अथगंगानिजेगेहे पूर्ववद्वेदिकोपरि ॥
## स्थापयित्वाहरिंप्रेम्ण.ाचक्रेनिराजनंततः ॥१॥

સૂત–મહર્ષિઓ ? આનંદ, આનંદ, દ્વારિકાવાસીઓ પરમાત્માની મૂર્તિ લઈ જશે એવો જે ભય ગંગાબાઈના મનમાં હતો તે દૂર થઈ ગયો. ગંગાબાઈએ પરમાત્માની મૂર્તિને પ્રથમની જગ્યાએ પોતાના ઘરમાં પધરાવી, અને તેમનું યથા યોગ્ય પુજન કર્યું. ત્યાર બાદ પરમહિતેચ્છુ ગંગાબાઈ એકાન્તમાં પરમાત્માને નમ્રતા સાથે કહેવા લાગીકે–

ગંગાબાઈ–પરમેશ્વર તમોએ મને કહ્યું હતું કે મારા તોળાયા બાદ દ્વારિકાવાસી બ્રાહ્મણોના મનોરથ હું પુરીશ. તેનું હવે તમારે શું કરવાનું છે.

દ્વારિકાધીશ–દેવી, હવે તમો સંતોષ રાખો, તેમને ઉપવાસ કરતાં બાર દિવસ વિતી ગયા છે, એટલે તે શુદ્ધ બન્યા છે. હું તેમને સંતોષીશ, મારી એક પુરાતની મૂર્તિ દ્વારિકામાં છે, તે હું તેમને લેવા આજ્ઞા કરીશ, એટલે તેઓનું જીવન પહેલાંનાજ જેવું ચાલશે. ઠીક ત્યારે હું તેમના તરફ જાઉં છું. એક ક્ષણવારમાં પરમાત્મા દ્વારિકાવાસીઓ પાસે

આવી પહોંચ્યા. અને શુદ્ધ બનેલા તેઓને જાતે દર્શન આપ્યાં

મહર્ષિઓ! દ્વારિકાવાસીઓ પરમાત્માને પોતાની પાસે આવીને ઉભેલા જોઇ એકદમ ઉભા થઈ ગયા અને તેમના સુંદર ચર્ણોને પગે લાગી પોતાના નેત્રમાંથી આંસુ-ઓની ધારા કાઢતા સ્તુતિ કરવા લગ્યા.

## સ્તુતિ

વિસારો ના કદી અમને અમો આ બાળુડાં તારાં
સદાએ ચર્ણ ને સેવ્યા અમારાં પાપ હરનારાં
અમોએ શા કર્યા દોષો વસી ને આપની પાસે
ક્ષમા રાખો હવે માધવ અમારી આ વિનંતી છે.

આ પ્રમાણે શુદ્ધ અંતઃકરણ પૂર્વક સ્તુતિ સાંભળી પરમાત્મા કહેવા લાગ્યા કે–

પરમાત્મા–સેવકો શાંતિ રાખો, હું તમારી ઉપર પ્રસન્ન થયોછું, તમોએ મારા ભક્ત ઉપર કરેલો જે દ્વેષ તેના પાપો હવે દૂર થયાં છે. માટે તમો મારી આજ્ઞાથી દ્વારિકામાં પાછા જાઓ, અને આવતી શરદ પૂનમને દિવસે સાવિત્રી વાયમાં મારી એક પુરાતની મૂર્તિ રહેલી છે, તેને બહાર કહાડી મારી જગ્યાએ પધરાવજો, એટલે તમારૂં પ્રથમના જેવું જીવન ચાલશે. તે મૂર્તિમાં અને મારી આ મૂર્તિમાં કોઈ પણ

જાતનો ભેદ ગણુશો નહિ. હું જાતે તો ત્યાં આવી શકીશજ નહિ. કારણુ કે ભકતાધીન છું, સંતોષ પામતા બ્રાહ્મણોએ પરમાત્માનું વચન સ્વિકારી લીધું, ત્યાર બાદ પરમાત્મા પણુ અંતરધ્યાન થયા, અને પાછા ગંગાબાઈના ઘર તરફચાલ્યા

પરમાત્મા– હે દેવી, હું તેમની પાસે તમારા કહ્યા મુજબ જઇ આવ્યો, અને તેમને અભય વરદાન મેં પ્રથમ કહ્યા મુજબ આપ્યું.

પરમાત્માનું વચન સાંભળી ગંગાબાઈ ઘણાંજ પ્રસન્ન થયાં અને તમના ગુણુ ગાવા શરૂ કરી દીધા.

પરમાત્માના ગયા બાદ પ્રસન્ન થતા દ્વારિકાવાસીઓ ડાકોરથી દ્વારિકા તરફ આવી પહોંચ્યા. પરમાત્માનું મંદિર ખાલી જોઈ તેમનાથી રહી શકાયું નહિ. એટલે પમાત્માની આજ્ઞાનું ખંડ કરતા શરદ પૂનમને આવવાના સાડા દસ માસ બાકી રહ્યા છે ને તેઓ સાવિત્રી વાચમાં ગયા. અને પરમાત્માની મૂર્તિને કાઢી; અને તેમની મૂળ જગ્યાએ પધરાવી. પરમેશ્વરના વચનથી તેમને મૂર્તિ તો મળી પરંતુ પોતાની ઉતાવળને લીધે આ મૂર્તિ ખરબચડી નીકળી પરંતુ તેઓ શું કરે, ખેદ તો ઘણોજ થયો પરંતું તેમનું કંઈ, વળી શકે તેમ હતું નહિ, એટલે શાંત પડયા અને પોતાનું જીવન ગાળવા માંડયું.

**ડંકપુર મહાત્મ્યનો ૯ અધ્યાય સંપૂર્ણ**

# अध्याय १०

धन्योविजयसिंह्योहि यदर्थंभगवान्स्वयंम्॥
द्वारिकांस्यपुरींतकृत्वाऽ तस्यग्रोमेऽकरोत्स्थितीम्॥१॥

## ભકતરાજ બોડાણાનું પૂર્વજન્મનું વૃત્તાંત

મહર્ષિઓ–મહારાજ સૂતપુરાણી! ભકતરાજ બોડાણાની પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર ઉપર અદ્વૈત ભકિત સાંભળી અત્યંત આનંદ થયો.

ખરેખર, અમારૂ ધારવું છે કે, ભકતરાજનું પૂર્વજન્મનું પૂણ્ય અત્યંતજ હોવું જોઇએ. માટે અમને તેમના પૂર્વજન્મનું વૃત્તાંત કહી સંભળાવો.

સૂત–મહર્ષિઓ! આપનો પ્રશ્ન સાંભળી મારા હૃદયમાં ઘણોજ આનંદ થાય છે. સ્વસ્થ મનો, હું તમને તેમના પૂર્વજન્મનું વૃત્તાંત કહી સંભળાવું.

દ્વાપરયુગમાં જ્યારે પરમાત્મા કૃષ્ણચંદ્ર બાલ્યા અવસ્થામાં હતા, ત્યારે હોળીકાનો મહોત્સવ આવ્યો. આ પ્રસંગે શ્રીકૃષ્ણચંદ્ર પોતાના કેટલાક મિત્રોને લઇ, હાથમાં અનેક પ્રકારના રંગ તથા પીચકારી વિગેરે ધારકરણ કરી યમુના નદીના કીનારા ઉપર રમવાને માટે ગયા.

આ સમયે પ્રથમ રમવાનો કોણ આરંભ કરે એ પ્રશ્ન ઉત્પન્ન થયો.

એટલામાં કેટલાક ગોવાળીઆઓ આ ક્રિડા જોવાને આવી પહોંચ્યા. કૃષ્ણચંદ્ર સહિત સર્વે બાલકોએ તેમને નમસ્કાર કર્યા. આ ગોપસમૂહમાં નવનંદ પણ આવેલા હતા. તેની અંદર એક વિજયનંદ નામનો એક નંદ ઘણો જ અભિમાની રહેલો હતો, એટલે ફક્ત તેનેજ નમસ્કાર કોઇએ કર્યા નહિ. આથી તેના હૃદયમાં ઘણોજ ક્રોધ થયો અને કહેવા લાગ્યો કે:-

વિજયનંદ-ભાઈ આપણે શાને માટે નકામા અહીંઆ આવેલા છીએ, આ બાલકો તદન અવિવેકી રહેલા છે અને તેમાં આ કૃષ્ણ તો મૂળથીજ અત્યંત અવિવેકી રહેલોજ છે. એટલું તો નહિજ પરંતુ ચોરી વગેરે ખોટાં કૃત્યોમાં પણ તેનો આપણા ગોકુળગામમાં પહેલો નંબર છે.

આ પ્રમાણે વિજયનંદના મૂખથી કૃષ્ણચંદ્રની નિંદા સાંભળી ઉપનંદ નામનો એક નંદ તેમને કહેવા લાગ્યો કે:-

ઉપનંદ-ભાઇ, તમો કહો છો તે વાત સાચી હશે. પરંતુ ડાહ્યા પુરૂષોની ફરજ એજ છે કે, જે કંઇ મૂખમાંથી બહાર બોલવું તે ઘણોજ વિચાર કરીને અને પોતાનું વર્તન તથા ઘરની અંદર રહેલું વર્તન તપાસીને બોલવું જોઇએ.

વિજયનંદ-શું ! મારૂ વર્તન સારૂ નથી ? તેમજ

મારા ઘરનું વર્તન સારૂં નથી રહેલું વારૂ ? કે જેથી તું મને આમ કહે છે.

ઉપનંદ-હા, જો તમને ખોટું ન લાગે તો કહી સંભળાવું.

વિજયનંદ-(વિસ્મય પામતાં) ભાઇ ખુશીની સંઘાતે મને કહી દે, સત્ય વાતમાં ખોટું લગાડવાનું શું છે.

ઉપનંદ-ઠીક ત્યારે પ્રથમ તો તારીજ સ્ત્રીનો એવો નિયમ છે કે કૃષ્ણચંદ્રનું પૂજન કર્યા વગર અન્ન કે જળ પણ નહિજ લેવું.

વિજયનંદ-શું મારી સ્ત્રીનો એવો નિયમ છે ? ઠીક છે હું જોઇ લઉં છું.

ઉપનંદ-ભાઇ, જો તને ખાતરી ન પડતી હોય તો તારીજ સ્ત્રીએ આ વસંતપંચમીને દિવસે પ્રથમજ શ્રીકૃષ્ણચંદ્રનું પૂજન કર્યું હતું અને પછીથી તારૂ કરેલું છે. વળી આજ પણ યાદ રાખજે કે, તારી સ્ત્રીએ ઘરમાં રંગ પણ તૈયાર કર્યો છે અને હોળી પ્રકટવા સમયે કૃષ્ણચંદ્રનું પણ પ્રથમ પૂજન કરશે.

આ સાંભળી વિજયનંદ પોતાને ત્યાં આવ્યો, ને પોતાની સ્ત્રીને નિહાળે છે તો કૃષ્ણચંદ્રનું સ્મરણ કરતી રાંધતાં દીઠી, એટલે ક્રોધના આવેશમાં આવી જઇને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો.

વિજયનંદ-અરે, દુષ્ટા તું કોનું સ્મરણ કરતી રાંધવા બેઠી છે. તારા ચરિત્રની મને આજે ખબર પડી છે.

એમ કહીને ચુલામાંથી સળગતું લાકડુ લઇ મારવા માંડી. લાકડુ ભાગી ગયું એટલે ઘરમાંથી એક લાકડી લઇ મારવા માંડી, એટલે તેના પણ ચુરેચુરા ઉડી ગયા. પોતાના ઘરમાં જે જે વસ્તુ હતી તે પણ મારવા માંડી, તેના પણ ચુરેચુરા ઉડી ગયા, પરંતુ પરમાત્માની કૃપાથી તો તેના શરીર ઉપર પુષ્પ તો નહિ પડતાં હોય? તેમજ થતું-હતું.

અંતમાં પોતે મારતાં હારી ગયો, અને શ્વાસ પણ ઘણો ચઢયો. એટલે બરબડવા માંડયું કેઃ-

વિજયાનંદ-અરે રાંડ તારૂં શરીર તો લોઢાનું હોય એમ સમજાય છે. મારતાં મારતાં દરેક વસ્તુના ચુરેચુરા થઇ ગયા પરંતુ તારા નેત્રમાંથી તો એક આંસુ પણ નીકળતું નથી.

એમ કરતાં રાત્રી પડી ગઇ, એટલે ઉપનંદના વચનને યાદ કરતો, એક લાકડી લઇ સ્ત્રી ન જાય એટલાજ, માટે બારણાં વચ્ચે જઇને બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે મારી સ્ત્રી ત્યાં જઇ શકવાની નથી એટલે કૃષ્ણ કેટલી વાર જોઇ અહીઆં આવશે એટલે તેને બરાબર શિક્ષા કરૂં.

હોળી પ્રગટી એટલે સર્વ ગોકુળવાસીઓ હોળી-પૂજાને માટે આવ્યા. કૃષ્ણચંદ્રે ઘણી વાર જોઇ પણ વિજયનંદ આવ્યો નહિ. એટલે તેમણે નિશ્ચય કર્યો કે જરૂર વિજયનંદે ઘરમાં તોફાન કર્યું હશે. તે બિચારી

મારી પૂજા વગર આજે જો રહેશે તો અન્નજળ પણ લેશે નહિ, અને વધારે દુઃખી થશે. વળી તેની સાથે મારી પણ આબરૂ જવાનો સંભવ છે. આમ ધારી પોતે વિજયનંદના મિત્ર સનંદનું રૂપ ધારણ કર્યું અને ત્યાં આવી ઉભા રહ્યા. બારણા વચ્ચે વિજયનંદને ઉભેલો જોઇ મિત્રના વેશધારી કૃષ્ણે કહ્યું.

કૃષ્ણચંદ્ર–અરે મિત્ર, આ તેં શું કરવા માંડયું છે. પુણ્ય તીથિને દિવસે કલેશ કરવો તને ઘટે છે.

વિજયનંદ–ભાઇ મારે તો હવે કંઇ કહેવાનું નથી રહ્યું, સારા કે ખોટા દિવસ મારે તો હવે સરખા થઇ ગયા છે.

કૃષ્ણચંદ્ર–અરે મિત્ર શું છે, તે તો મને તું કહે તો ખરો ?

વિજયનંદ–મારી સ્ત્રી હવે હદપાર ગઇ છે, પેલો જશોદાનો પુત્ર કૃષ્ણ છે તેની સાથે મળી ગઇ છે. તેનું પૂજન કર્યા વગર તો અન્ન કે જળ લેતી નથી, અને હું તો તેણીના હિસાબમાંજ નથી.

કૃષ્ણચંદ્ર-ભાઇ, તું બુદ્ધિમાં થોડો છે, એમ મને સમજાય છે. તું જે વાત માને છે તે વાત તદ્દન ખોટીજ છે. કૃષ્ણની ઉમ્મર કયાં અને તારી સ્ત્રીની ઉમ્મર કયાં ? કૃષ્ણ બાળક છે અને તારી સ્ત્રી વૃદ્ધ છે. વળી તારી સ્ત્રી પતિવ્રતા રહેલી છે. તેની પણ મને પૂર્ણ ખબર છે. માટે

તારો વહેમ કાઢી નાખ, અને હોળીકાનું પૂજન કરવાને જા.

વિજયનંદ–અરે, મિત્ર તને પુરી ખબર નથી. સ્ત્રી ચરિત્રનો અત્યંત ગહન હોય છે. માટે હું તો જનાર નથી.

કૃષ્ણચંદ્ર–ભાઇ, જો તારા મનમાં એમ હોય તો. તારી લાકડી મને આપ હું તારી જગ્યાએ બેસુ છું, હું તેણીને નહિ જવા દઉં, અને તું પૂજન કરી આવ. જો તારા આવતાં પહેલાં કૃષ્ણ આવશે તો તારા ધાર્યા પ્રમાણે તેને શિક્ષા આપીશ. પણ આવા ઉત્સવના દિવસનું પૂજન ન જ જવા દેવું જોઇએ. કારણ કે આપણા બારે માસ એવા જાય.

વિજયનંદ–ભાઇ, જો તું એમ માથે રાખતો હોય તો, આ લાકડી લે, અને મારી જગ્યાએ તું બેસ, હું પૂજન કરીને આવું છું.

મહર્ષિઓ ! આ પ્રમાણે મિત્રના વેશધારી કૃષ્ણચંદ્રને કહી પોતાની લાકડી આપી અને ઉઠયો. કૃષ્ણચંદ્ર પણ તેની જગ્યાએ બેઠા. વિજયનંદ પોતાના ઘરમાં ગયો, અને પૂજાનું સાહિત્ય લઇ હોળીકાનું પૂજન કરવાને ચકલે વિદાય થયો.

વિજયનંદના ગયા બાદ કૃષ્ણચંદ્રે મિત્રનું રૂપ ધારણ કરેલું જે હતું તેને બદલી નાખી પોતાનું સ્વરૂપ ધારણ કરી વિજયનંદની સ્ત્રી સુધાની પાસે જઇ ઉભા રહ્યા, અને

તેને શાન્તિ આપતા કહેવા લાગ્યા કેઃ-

કૃષ્ણચંદ્ર-હે સુધા, તું જરી ગભરાઈશ નહિ, હું તારૂં રક્ષણ કરીશ. તું, તારા સ્વામિનાથ પૂજન કરીને આવે તે પહેલાં મારૂં પૂજન કરી લે, વાર લગાડ નહિ.

કૃષ્ણચંદ્રનું વચન સાંભળી મનમાં હિંમત રાખતી તેમનું પૂજન કર્યું. ત્યાર બાદ થોડા સમયમાં કેટલીક વાતચીત કરી પોતે વિજયનંદના મિત્રનું પાછું સ્વરૂપ ધારણ કરી વિજયાનંદની વાટ જોતા બારણામાં જઈને બેઠા.

ડંકપુર મહાત્મ્યનો ૧૦ મો અધ્યાય સંપૂર્ણ

---

## अध्याय ११

ततोविजयनंदोपि त्वरयापूज्यद्दोलिकाम् ॥
तत्रकृष्णमनालोक्य तत्क्षणेस्वगृहंययौ ॥२॥

સૂત-મહર્ષિઓ ! વિજયનંદ મિત્રના રૂપધારી ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રને પોતાની સ્ત્રીનું રક્ષણ કરવાનું કહી ઉતાવળથી હોળી પૂજવાને ગયો. ત્યાં આવી હોલીકાનું પૂજન કર્યું અને કૃષ્ણ અહીંઆં છે કે નહિ તેની તપાસ કરી. તપાસ કરતાં અહીંઆં નથી એમ માલુમ પડયું, એટલે હૃદયમાં અધીરી ધરતાં જલદીથી પોતાના ઘર તરફ પાછો વળ્યો.

જલદીથી વિજયનંદને આવતો જોઇ મિત્રના વેષધારી શ્રીકૃષ્ણચંદ્ર ઉભા થયા, અને બારણામાં આવતા વારમાં વિજયનંદને તું કૃષ્ણ છે, તું કૃષ્ણ છે હંમેશાં મારા મિત્રની સ્ત્રી ઉપર પ્રીતિ રાખનાર દુષ્ટ તું આજે મારા હાથમાં આવેલો છે એમ બોલતા શિક્ષા કરવા માંડી. (એટલે)

વિજયનંદ-અરે મિત્ર, હું કૃષ્ણ નથી, વિજયનંદ છું. મને શા માટે મારે છે? પરંતુ અત્યારે કોણ સાંભળે? કૃષ્ણચંદ્રને જે શિક્ષા વિજયનંદ ઉપર કરવાની હતી તે કરીને, ખસીયાણા પડતા કહેવા લાગ્ય.

કૃષ્ણચંદ્ર-કોણ વિજયનંદ છે? અરે ભાઇ મેં મોટી ભૂલ કરી, કૃષ્ણચંદ્રના ભ્રમને લીધે મેં તને માર્યો. શાંતિ રાખ, હશે, થવાનું હતું તે થઇ ગયું. લે આ તારૂ ઘર તથા સ્ત્રીને સંભાળી લે, હવે હું જઇશ. કારણ કે મેં હજુ લગી હોળીકાનું પૂજન કર્યું નથી એમ કહી પોતે ત્યાંથી ચાલ્યા ગયા. મિત્ર રૂપધારી કૃષ્ણચંદ્રના ગયા બાદ વિજયનંદ બોલ્યાચાલ્યા વગર પોતાના ઘરમાં ગયો, અને પથારી પાથરી સુઇ ગયો. પરંતુ તેને ઉંઘ આવી નહિ. અને પથારીમાં પડયો વિચાર કરવા લાગ્યો. અરે, સ્ત્રીને લીધે મેં આજે સારા દિવસે માર ખાધો, ઠીક છે. સ્ત્રીને તો બરાબર શિક્ષા કરી છે પરંતુ કૃષ્ણને શિક્ષા કરવી જોઇએ. હશે, આવતી કાલે તેની પણ ખબર લઉ છું.

રાત્રિ વિતી ગઈ, બીજો દિવસ થયો, એટલે શ્રી કૃષ્ણચંદ્ર જાગૃત થયા, અને પોતાનું નિત્યકર્મ પરવાર્યો. ત્યાર બાદ ધૂળેટીનો દિવસ જાણી રમવાને માટે મિત્રમંડળ સાથે યમુના નદીના કાંઠા ઉપર ગયા.

આ સમયે વિજયનંદ પણ પોતાના મિત્રમંડળ સાથે ગઇ રાત્રીએ કરેલો વિચાર સફળ કરવાની ખાતર ત્યાં અગાડી આવી પહોંચ્યા.

વિજયનંદને પોતાના મિત્રમંડળસાથે આવેલો જોઇ જ્ઞાની કૃષ્ણચંદ્ર પોતાના મિત્રમંડળને નમ્રતાસાથે કહેવા લાગ્યા–

કૃષ્ણચંદ્ર-મિત્રો, આજે ધૂળેટીનો મહોત્સવ હોવાને લીધે આપણે રમવા માટે આવેલા છીએ. આપણા વૃદ્ધ પુરૂષો પણ આજે રમવાની ખાતર આવેલા છે. તો આપણે ટુકડીઓ પાડીએ, કારણ કે તેથી રમવાનો અત્યંત આનંદ પડશે. એમ મારૂં ધારવું છે.

મિત્રમંડળ-તમારી જેવી મરજી, આપણા બાળ મંડળના આગેવાન તમે થાઓ. અને વૃદ્ધમંડળના આગેવાન વિજયનંદ થાય, એમ અમારૂ ધારવું છે.

આ સાંભળી કપટી અંતઃકરણવાળા વિજયનંદે તેમ થવા પોતાની મરજી જણાવી. નિશ્ચય થતા વારમાં, વૃદ્ધ મંડળ અને બાળમંડળની ટુકડીઓ પડી ગઇ. રમત શરૂ થઇ, પરસ્પર ધૂળ ઉડાડવા માંડી.

રમતાં રમતાં કૃષ્ણચંદ્રની ઇચ્છાથી કૃષ્ણની મંડળી હારી ગઇ. એટલે તેમનાં બાળકો નાઠા કૃષ્ણચંદ્ર પણ પોતે

જાણે હારી ગયા હોય તેમ નાઠા, અને જમનાજીના અગાધ જળમાં જઇને પડયા. એટલે વિજયનંદ પોતાની મંડળી સાથે કૃષ્ણચંદ્રને પકડવા માટે ત્યાં આવી પહોંચ્યો. કેટલી વાર થઇ પરંતુ કોઇ નીકળ્યું નહિ એટલે વિજયનંદની મંડળીના પુરૂષો નિરાશ થઇને પોતાના ઘર તરફ ચાલ્યા ગયા, પરંતુ વિજયનંદ તો ત્યાં ને ત્યાં રહ્યો અને જમના નદીમાં પરમાત્માને નિહાળવા લાગ્યો. એટલામાં તેની દૃષ્ટિએ એક અદ્‌ભૂત ચમત્કાર જણાયો; કે એક રત્નજડીત સિંહાસન ઉપર ચાર હાથ ધારી મૂર્તિ બેઠેલી છે, અને તેની સ્તુતી કરતા બ્રહ્મા વિગેરે દેવોને જોયા.

આ અદ્‌ભૂત ચમત્કાર જોઇને વિજયનંદ ઘણો આશ્ચર્ય પામ્યો. અને નિશ્ચય કર્યો કે જરૂર આ કૃષ્ણચંદ્ર સાધારણ પુરૂષ નથી પરંતુ એક પરમાત્માનો અવતાર છે, કારણ કે જો સાધારણ મનુષ્ય હોય તો આટલી બધી વાર પાણીની અંદર ટકી શકે નહિ.

એટલામાં વિજયનંદનો ગર્વ ઉતરી ગયો છે; અને શુદ્ધ બનેલો છે; એમ ધારી પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર બહાર નીકળી આવ્યા, અને તેની જોડે જઇને ઉભા પોતાની પાસે ઉભેલા કૃષ્ણચંદ્રને જોઇને વિજયનંદ ફરીથી ઘણોજ આશ્ચર્ય પામનો પાણીની અંદર નિહાળવા માંડયું તો સિંહાસન કે કશુંએ પોતાની નજરે ન પડયું; એટલે એકાએક કૃષ્ણ

ચંદ્રના સુંદર ચરણારવિંદ ઉપર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાનાં કરેલાં કૃત્યોની માફી માગવા લાગ્યો.

વિજયનંદ-મહારાજ ? મારી ઉપર કૃપાકરો. મેં તમારા અત્યંત દોષો કર્યા છે, તેની હું તમારી પાસે માફી માગુંછું મને ખબર ન હતી કે તમો પરમાત્માનો અવતાર છો, પરંતુ આ જળમાં અદ્ભૂત ચમત્કાર જોઈ તમો પરમાત્માનો અવતાર છો એમ મને સમજાયું. આ બધુ જગત તમારાજ આધીન છે, મને તમો આ સંસારમાંથી મુક્ત કરો; અને જન્મો જન્મ તમારી પૂર્ણ પ્રેમથી ભક્તિ કરૂં, એટલું હું તમારી પાસેથી યાચું છું.

કૃષ્ણચંદ્ર-હે વૃદ્ધ તમો શાન્તિ રાખો આ માયાની પ્રપંચ જાળ બધી એવીજ હોય છે; હું તમારી ઉપર પ્રસન્ન થયો છું; અને કહું છું કે-તમો કલિયુગમાં મારી કૃપાથી ક્ષત્રિય કુળમાં વિજયસિંહ નામથી (બોડાણો) ઉત્પન્ન થઈશ અને તારી સ્ત્રી ને હાલ સુધા નામની છે તે ગંગાબાઈ એ નામને ધારણ કરશે, તે સમયે તમો બન્નેજણ મારી પૂર્ણ ભક્તિ કરશોઃ એટલે હું તમારા ધામમાં આવી તમારો મોક્ષ કરીશ.

મહર્ષિઓ-આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું વચન સાંભળી વિજયનંદને અત્યંત આનંદ થયો. અને પરમાત્માનું માત્ર સ્મરણ કરતો પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

ત્યાર બાદ શ્રીકૃષ્ણચંદ્ર પણ પોતાની મિત્રમંડળીને મેળવતા રમતગમત કરતા પોતાના ઘર તરફ સિધાવ્યા.

**ડંકપુર મહાત્મ્યનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ**

---

### અધ્યાય ૧૨

श्रुत्वाविजयसिंहस्य पूर्वजन्मकथांशुभाम् ॥
चित्तप्रसन्नमस्माकं जातंनष्टश्चसंशयः ॥१॥

### "રણછોડરાયનું સ્થાપન"

---

ઋષિઓ-મહારાજ ! અમોએ ભક્તરાજ બોડાણાંનું પૂર્વજન્મ ચરિત્ર આપના મુખથી સાંભળી અત્યંત આનંદ થયો. પરતુ દ્વારિકાવાસીઓને દ્વારિકામાં ગયાબાદ પરમાત્માની મૂર્તિ જે રણછોડરાય એ નામથી પ્રસિદ્ધ થઇ છે તેમની શી વ્યવસ્થા થઇ તે સાંભળવાને અમારી ઇચ્છાછે.

સૂત-મહર્ષિઓ ! આપનો પ્રશ્ન સાંભળી મારા હૃદયમાં અત્યંત આનંદ થાય છે, તમો રણછોડરાયનું ચરિત્ર સાંભળવાને સાવધાન થાઓ. દ્વારિકાવાસીઓ ગયા બાદ પરંપૂજ્ય ભક્તરાજની ધર્મપત્ની ગંગાબાઇ નિર્ભય બની, રણછોડરાય મહારાજનું પૂજન પ્રથમના જેવુંજ કરવા માંડ્યું.

દ્વારિકાંથી પધારેલા પરમાત્માની લોકોને જેમ જેમ ખબર પડતી ગઇ, તેમના જેમજેમ ચમત્કારો જોવાવા લાગ્યા તેમ તેમ લોકો તેમના દર્શનને માટે આવવા લાગ્યા. રણછોડરાય મહારાજની પ્રતિષ્ઠા પણ જગતમાં સંપૂર્ણ રીતે તેમની કૃપાથી આખા જગતમાં ટુંક મુદતમાં ફેલાઇ ગઇ. ત્યાર બાદ કેટલીક મુદતે પરમાત્માનું પૂજન કરતાં ગંગાબાઇ પરમાત્માની આજ્ઞા મુજબ પોતાંના ત્રણ વર્ષ ગાળી એક સુંદર વિમાનમાં બેસીને, વૈકુંઠ તરફ સિધાવી ગયાં.

ગંગાબાઇ વૈકુંઠ તરફ ગયાં, એટલે આ મૂર્તિનું પૂજન તેમના ગુરૂના હાથમાં આવ્યું; તેમણે પણ કેટલાંક વર્ષ સુધી શુદ્ધ અને અદ્વૈત ભક્તિથી તેમનું પૂજન કર્યું, અને પરિણામમાં ભગવાનની આજ્ઞાથી વૈકુંઠમાં ચાલ્યા ગયા ગુરૂના અવસાન પછી તેમની વંશમાં કોઇ નહિ હોવાને લીધે દ્વારિકાની માફક, શ્રીગૌડ, ખેડાવાળ, તપોધન. એ જ્ઞાતિના તેમના પૂજનને માટે સેવકો થયા. તેમણે યથામતિ તેમનુ પૂજન કરવા માંડયુ.

એમ કરમાં ચારસો વર્ષ વિતી ગયાં, એટલે ખેદ કરવાનીવાત છે કે, સેવકોની બુદ્ધિ પરમાત્માના પૂજનને માટે દિન પ્રતિદીન ઉતરી જવા માંડી, અને અંતમાં કોઇ સાધારણ મૂર્તિ ન હોયને તેમ પૂજન કરવા માંડયું. ખરેખર ઇશ્વરની મૂર્તિનું સત્વ પૂજા તથા શ્રંદ્ધા ઉપર રહેલું છે.

એટલે મૂર્તિના ચૈતન્યમાં પણ ફેરફાર થવા માંડી. મહર્ષિઓ ! આ બનાવ જોઇ પમાત્માની ધર્મપત્નીને મહાન ચિંતા ઉત્પન્ન થઇ, અને પરમાત્માની પાસે આવીને કહેવા લાગ્યાં કે–

લક્ષ્મીજી–મહારાજ–સ્વામિનાથ, તમો લોકોનું ભલું કરવાને માટે અહીંઆં આવીને વસેલા છો, માટે જાગૃત થાઓ. આમ બે દરકાર કરવી તે તમોને યોગ્ય નથી. કારણ કે તમામ લોકો યમરાજાને ત્યાં હંમેશાં જતા દેખુ છું.

પરમાત્મા–તેમાં હું શું કરૂં, સૌ સૌ પોતાના કર્મથી યમલોકમાં જાય છે.

લક્ષ્મીજી–સ્વામિનાથ, આમ ધારવું તમારૂ સત્ય નથી તમારે તેમની ખોટી બુદ્ધિનો ફેરફાર કરવો એ તમારી સત્ય ફરજ છે; માટે તમો સર્વને ચમત્કાર બતાવો. અને હાલમાં મુસલમાની રાજ્ય છે, એટલે તેમનુ બળ વધારે જણાયછે, તેથી તેમને પણ તમો ચમત્કાર બતાવો કે જેથી સનાતન ધર્મને ધક્કો ન પહોંચે.

પરમાત્મા–હે લક્ષ્મીજી, જ્યારે તારી એવી મરજી છે તો હું તેમ કરીશ.

લક્ષ્મીજી–સ્વામિનાથ, વળો મારે તમને બીજી એક વાત કહેવાની છે. તે વાત એ છે કે, તમો જે ભક્તરાજ બોડાણાના ઘરમાં રહેલા છો તે ઘણું જૂનું થઇ ગયું છે. માટે નવું મકાન બધાવવું જોઇએ.

પરમાત્મા—મારે નવા ઘરની કંઇ જરૂર નથી, ભાગલા તુટલા મારા ભક્તના ઘરમાં રહેવું એ મને યોગ્ય છે.

લક્ષ્મીજી—સ્વામિનાથ, હું તમને આ જગ્યાએ એક નવું મકાન બંધાવી આપું તો કેમ?

પરમાત્મા—હે દેવિ. આજના ગૃહસ્થોનું દ્રવ્ય મારે શા ખપનું, કારણ કે તેઓ અન્યાયથી અને ધર્મ વિરૂદ્ધ આચરણ કરીને દ્રવ્ય એકઠું કરે છે. માટે આ મકાન મારે ઘણું જ સુંદર છે.

લક્ષ્મીજી—સ્વામિનાથ, તમો કહો છો તે સત્ય છે, પરંતુ ખંભાત નામના એક શહેરમાં મારો એક વાણીઓ ભક્ત રહેલો છે. તે ગૃહસ્થ અને સાત્વિક વૃત્તિવાળો છે, તેને હું આજ્ઞા કરૂં અને આપને આ જગ્યાએ એક સુંદર મંદિર બંધાવી આપે તો આપને ખપ લાગે કે નહિ.

પરમાત્મા—હે દેવી, મૃશીની સાથે ખપ લાગશે, પરંતુ કોણ છે, અને તારો ભક્ત શાથી થયો, તે તું મને કહે.

સૂત—મહર્ષિઓ? ખંભાતવાળા લક્ષ્મીજીના ભક્તનું જે વૃતાંત લક્ષ્મીજીએ ભગવાનને કહી સંભળાવ્યા છે, તે હું તમને કહી સંભળાવીશ.

---

## ' લક્ષ્મીજીના ભક્તનું વૃત્તાંત "

પૂર્વે એક ગામમાં વાણીઓ હતો, તે ઘણો જ મૂળથી ગરીબ અવસ્થાનો હતો. તેણે વિચાર કર્યો કે મારે મારી જીંદગી સુધારવાને માટે ગમે તવાં સંકટ પડે તો તે વેઠીને પણ દ્રવ્ય મેળવવું જોઇએ. તેણે દ્રવ્ય મેળવવાને માટે ઘણા પ્રયત્નો કર્યા પોતાની વૃદ્ધા અવસ્થા થઈ ગઇ, પરંતુ દૈવ યોગને લીધે દ્રવ્ય મેળવી શક્યો નહિ. એટલે તેણે પોતાનું ઘરબાર ત્યાગ કરી દીધું અને લક્ષ્મીજીની ઉપાસના કરવી એવો નિશ્ચય કરી અઘોર વનમાં નીકળી આવ્યો. અને લક્ષ્મીજીની ઉપાસનાનો આરંભ કર્યો.

ઉપાસના કરતાં તેને કેટલાંક વર્ષ વિતી ગયાં એટલે લક્ષ્મીજી તેની પોતાના તરફ દૃઢ શ્રદ્ધા જોઇ પ્રસન્ન થયા અને તેની સમક્ષ આવીને ઉભાં.

લક્ષ્મીજી-હે બાળક, તારી ઉપર હું પ્રસન્ન થઇ છું માટે તારે જે વરદાન માગવું હોય તે માગ હું તને આપવા તૈયાર છું.

વાણીઓ–હે દેવી, તમો જો મારી ઉપર પ્રસન્ન થયાં હો, તો મને અત્યંત દ્રવ્ય આપો, મારી એજ ઇચ્છા છે, કારણ કે દ્રવ્ય મેળવીને હું સુખી થઉં અને પુન્યનાં કામ એવાં કરૂં કે પરિણામમાં પણ સ્વર્ગનાં સૂખ મને અત્યંત મળે.

લક્ષ્મીજી-હે ભક્ત, તારી મનની ઇચ્છા મારી કૃપાથી સફળ થશે. પરંતુ હવે તારી અવસ્થા વૃદ્ધ થઇ ગઇ છે, અને થોડા સમયમાં તારો દેહ પણ ત્યાગ થશે માટે તારો આવતો જન્મ વાણીઆનો થશે. અને તે સમયે અનેક પ્રકારનાં સુખ ભોગવી અને ઘણુંજ પૂન્યનાં કામો કરી જગતમાં સદ્‌ગૃહસ્થ કહેવાઇ પ્રસિદ્ધ થઇ, ને પરમાત્માના ધામને પ્રાપ્ત થઇશ. આ પ્રમાણે લક્ષ્મીજી તેને કહી અંતર્ધ્યાન થઇ ગયાં.

ત્યારપછી દેવીની કૃપાથી આ વાણીઓ પ્રસન્ન થયો, અને પોતાના ઘર તરફ પાછો ફર્યો. ત્યાં પોતાના આયુષ્યમાંથી થોડા દિવસ બાકી હતા તેને પૂર્ણ કરી પોતાનો દેહ છોડી દીધો.

ત્યારબાદ દેવીના વરદાનથી આ વાણીઓ ખંભાત નામના નગરમાં નંદ એ નામથી પ્રગટ થયો. અને દેવીની કૃપાથી મહાન્ ધનવાન્ પણ બન્યો. તેણે પોતાની જીંદગીની સાફલ્યતા માટે પોતાના દ્રવ્યનો ઉપયોગ ધર્મમાંજ કરવા માંડયો. અને પોતાના નગરમાં સદ્‌ગૃહસ્થ તરીકે ગણાવા લાગ્યો.

મહર્ષિઓ ! લક્ષ્મીજીના મૂખથી તેમના ભક્તનું વૃત્તાંત સાંભળી પરમાત્મા અત્યંત પ્રસન્ન થયા અને

લક્ષ્મીજીને ફરીથી પ્રેમપૂર્વક કહેવા લાગ્યા કેઃ-

પરમાત્મા-હે દેવિ, તારા આવા શુદ્ધ ભક્તનું દ્રવ્ય લેવાને માટે અને મંદિર બંધાવી આપે તેમાં રહેવામાં, મને કોઇ પણ જાતનો હવે વાંધો નથી પરંતુ મારી એક વાત સાંભળી લો.

તમોએ જે પ્રમાણે તમારા ભક્તને વરદાન આપેલું છે. તે પ્રમાણે મેં પણ મારા ભક્તને એક વરદાન આપેલું છે, તે તમો સાંભળો.

મહર્ષિઓ ! પરમાત્માએ પોતાના ભક્તને કેવી રીતે વરદાન આપેલું છે તે હું તમને કહી સંભળાવીશ.

## પરમાત્માના ભક્તનું વૃત્તાંત

પૂર્વે દ્રવિડ દેશમાં સરસ નામું એક ગામ હતું. તેમાં એક શિવ નામનો એક વિદ્વાન બ્રાહ્મણ હતો. તે એક સમયે વ્યંકટેશના મેળામાં દર્શન કરવાને માટે ગયો. ત્યાં અત્યંત ગૃહસ્થો આવેલા હતા. તેઓ પોતાની શક્તિ પ્રમાણે દાન કરતા હતા, આ જોઈ શિવ નામના વિદ્વાનને મહાન્ ચિંતા ઉત્પન્ન થઇ, અને દેવની પાસે દર્શન કરતો કહેવા લાગ્યો કેઃ-

શિવ-હે પરમેશ્વર, મારી ઉપર પ્રસન્ન થાઓ, મને

જે પ્રમાણે વિદ્યાધન આપ્યું છે, તે પ્રમાણે દ્રવ્ય આપો. કે જેથી આ ગૃહસ્થોની માફક હું પુણ્યદાન કરૂં. અરે પરમાત્મા, આ તમારૂ મંદીર કોણે બંધાવ્યુ હશે. કે જેની અંદર આપ બિરાજમાન થાઓ છો. મંદીર બંધાવનાર ગૃહસ્થનો પુન્યનો તો પારજ ન કહેવાય. મારો એવો દિવસ ક્યારે આવશે. કે હું મંદીર બંધાવું અને તેની અંદર પરમાત્મા બિરાજમાન થાય.

આ પ્રમાણે વિચાર કરતાં આ બ્રાહ્મણને તે ગામમાં વીસ ૨૦ દિવસ ચાલ્યા ગયા પરંતુ વિચાર અટકયા નહિ, અને આજ વિચારોમાં, પોતાની રાત્રિને દિવસ ગાળવા લાગ્યો.

બ્રાહ્મણની આવી સ્થીતિ જોઈને પરમાત્મા વ્યંકટેશ. વિચાર કરવા લાગ્યા કે જરૂર આ બ્રાહ્મણના વિચારો હવે દૂર થવાનાજ નથી, માટે તેને વરદાન આપવું એજ મારી ફરજ છે. એમ ધારી તેની પાસે આવી બોલ્યા કેઃ-

વ્યંકટેશ-હે વિદ્વાન, આમ વિચારો શાને, કરે છે, હું તારી ઉપર પ્રસન્ન થયો છું, માટે તમારે જે વરદાન માગવું હોય તે માગો.

શિવ-પરમેશ્વર, મને તમો દ્રવ્ય આપો. કે જેથી તમારા જેવું મંદીર બંધાવુ, અને પરમેશ્વરની સ્થાપના કરૂં, એજ મારી ઇચ્છા છે.

વ્યંકટેશ—હે વિદ્વાન, તમે શાંતિ રાખો, મારા વચનથી તમારા મનની ઇચ્છા આવતા જન્મમાં સફળ થશે, અને તમો પરમાત્માનું મંદીર બંધાવી, અનેક પ્રકારના સુખો ભોગવી મારા ધામને મેળવશો.

આટલું કહીને પરમાત્મા વ્યંકટેશ અંતરધ્યાન થઇ ગયા.

ત્યાર પછી આ બ્રાહ્મણ પ્રસન્ન થતો અને પોતાનું પરંભાગ્ય સમજતો પોતાના ગામમાં ગયો, અને પોતાનો આયુષ્ય જે પુરો કરવાનો હતો. તેને પુરો કરી સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો.

પરમાત્મા—હે લક્ષ્મીજી, તે શિવ નામનો બ્રાહ્મણ હવે, દક્ષિણ દેશમાં તામ્ર નામના નગરની અંદર ઉત્પન્ન થશે અને મારી કૃપાથી મારૂં એક સુંદર મંદિર બંધાવશે તેની અંદર આપણે રહીશું.

મહર્ષિઓ ! આ પ્રમાણે પરમાત્માનું વચન સાંભળી પ્રસન્ન થતાં લક્ષ્મીજી પરમાત્માને નમ્ર વાણીથી કહેવા લાગ્યા કે:—

લક્ષ્મીજી—સ્વામિનાથ, આપ કહો છો તે વાત ખરી છે પરંતુ તમારો ભકત હાલમાં સ્વર્ગમાં છે અને સ્વર્ગના સુખ ભોગવી બસેં ૨૦૦ વર્ષ પછીથી ઉત્પન્ન થનાર છે. માટે આપ મારી ઉપર તથા મારા ભકત ઉપર કૃપા કરીને,

જે મંદીર બંધાવી આપુ તેની અંદર બિરાજ માન થાઓ.

પરમાત્મા–હે દેવિ, જયારે, તારી એવી ઇચ્છા છે તો હુ તારૂં વચન સ્વિકારૂ છું, અને તમો મંદીર બંધાવો, હું ત્યાં રહીશ.

ડંકપુરં મહાત્મ્યનો ૧૨ મો અધ્યાય સંપૂર્ણું

---

अध्याय १३

स्तंभतीर्थेनंदनाख्यो वैष्यआसीदुदारधीः ॥
धर्मनिष्ठोधनाढ्यश्च चक्रेपुण्याननेकराः ॥ १ ॥

સૂત–મહર્ષિઓ ! ત્યાર પછી લક્ષ્મીજી પરમાત્માની આજ્ઞા લઇ, પોતાના સ્થાનમાં ગયા. અને પોતાના ભકત નંદને સારા ક્ષેત્રમાં જઇ પુન્ય કરવું જોઇએ એમ પ્રેરણા કરી. મહાલક્ષ્મીની પ્રેરણાથી ધાર્મીક સદ્ગૃહસ્થ નંદને એકાએક વિચાર થઈ આવ્યો કે, મારે કોઇ સારા ક્ષેત્રની અંદર પુણ્ય દાન કરવું જોઇએ. એટલે પોતાના મિત્રોને બોલાવી દ્વારિકાક્ષેત્રમાં જવું એમ નિશ્ચય કર્યો. બીજે દિવસે નંદ વિગેરે મિત્રમંડળી પોતાનો લઇ જવાનો સામાન તૈયાર કરી દ્વારિકા જવા નીકળ્યા. સર્વે જણ રસ્તામાં મુકામ કરતા ત્રણ દિવસે સાબ્રમતી નામની નદીના કિનારા

ઉપર આવી પહોંચ્યા, અને જે કંઇ દાન બ્રાહ્મણો વિગેરેને કરવાનું હતું તે કર્યું. ત્યારપછી સર્વે જણ સવારે આગળ જવું એવો વિચાર કરી રાત્રિએ વાળું વિગેરે કરીને નિદ્રાધીન થયા. રાત્રિ પણ પોતાનું કર્તવ્ય કરવા લાગી. સંપૂર્ણ મધ્યરાત્રિ થઇ એટલે મહાલક્ષ્મી જ્યાં નંદ સુતેલો છે, ત્યાં સ્વપ્નામાં પધાર્યા અને તેને કહેવા લાગ્યાંકેઃ—

મહાલક્ષ્મી—હે ગૃહસ્થ જે સ્થાનમાં જઇને તું પુન્યદાન કરવા ધારે છે, તે પરમાત્મા હાલમાં ડાકોર નામના ગામમાં વસે છે. માટે તું જલદીથી ત્યાં જા અને તેમના માટે સુંદર મંદીર બંધાવી આપ.

આટલું કહી મહાલક્ષ્મી અંતરધ્યાન થઇ ગયા.

સવાર થયું એટલે આ ગૃહસ્થ જાગ્યો. અને પોતાની સાથે આવેલું જે મિત્રમંડળ હતું, તેને પોતાનું સ્વપ્નું કહી સંભળાવ્યું.

આ સ્વપ્નુ સાંભળી સર્વે વિસ્મય પામ્યા અને ડાકોરમાં જવાનું નક્કી કર્યું. તેઓ ત્યાંથી ડાકોરજી જવા નીકળ્યા અને થોડી મુદતમાં ડાકોરજી આવી પહોંચ્યા. અને પરમાત્માના દર્શન કરી શુદ્ધ બન્યા. ત્યારપછી પરમાત્માને માટે એક સુંદર મંદીર બંધાવાને માટે આરંભ કર્યો. મંદીર તૈયાર થઇ ગયું એટલે તેમની પ્રતિષ્ઠાને માટે બ્રાહ્મ-

ણોને બોલાવ્યા. સર્વે બ્રાહ્મણો આવી પહોંચ્યા, અને પ્રતિષ્ઠાનો આરંભ કર્યો. મૂર્તિ પધરાવવાનો સમય આવ્યો, એટલે બ્રાહ્મણ વિગેરે પરમાત્માની મૂર્તિ પાસે ગયા, અને મૂર્તિ ઉપાડવા માંડી પરંતુ આ મૂર્તિ તેમનાથી ઉપડી શકી નહિ. તેઓએ ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તે સર્વે નિષ્ફળ નિવડયા. સર્વેજણ નિરાશ બની ગયા, અને ઘણા વિચારો કરવા લાગ્યા. પરંતુ શું કરે, તેઓનું ચાલી શકે તેમ હતું નહિ. એમ કરતાં રાત્રિ પડી ગઇ એટલે સર્વે નિદ્રાધીન થયા. જ્યાં રાત્રીનો બાર વાગ્યાનો સુમાર થયો એટલે મહાલક્ષ્મી નંદ નામના ગૃહસ્થની પાસે સ્વપ્નામાં આવ્યાં અને ફરીથી કહેવા લાગ્યાં.

મહાલક્ષ્મી–હે ભક્ત, તું શોક કરીશ નહિ. તારો કરેલો ખર્ચ મિથ્યા થવાનો નથી. પરંતુ આ પરમાત્માની મૂર્તિ ભકતરાજ બોડાણે સ્થાપેલી છે એટલે તેમના વંશનો કોઇ પણ માણસને શોધી લાવો. એટલે તે જરૂર ઉપડશે, અને તમારૂ કામ પરિપૂર્ણ થશે.

આ પ્રમાણે મહાલક્ષ્મી પોતાના ભકત નંદને સ્વપ્નુ આપી અંતરધ્યાન થયાં. સવાર થયું એટલે સર્વે જાગ્યા. સર્વેજણ પોતાનુ નિત્ય કર્મ પરવાર્યા. ત્યારબાદ આ નંદ નામનો ગૃહસ્થ બ્રાહ્મણો પાસે આવીને પોતાને આવેલું સ્વપ્નુ કહી સંભળાવ્યું.

આ સાંભળી સર્વે વિસ્મય પામ્યા અને મૂર્તિને ઉપાડવા માટે ભક્તરાજ બોડાણાના વંશનો માણસ શોધી કાઢવો એવા નિશ્ચય ઉપર આવ્યા. બોડાણાના વંશના માણસની શોધ કરવા માંડી.

તપાસ કરતાં દીપસિંહ નામનો એક ક્ષત્રિય ભક્તરાજના વંશનો મળી આવ્યો. એટલે તેઓ તેને પોતાને ત્યાં લઈ ગયા અને મૂર્તિ ઉપાડવાને વિનંતી કરી.

આશ્ચર્ય પામવાની વાત ત્યાં એ બની કે દીપસિંહે પરમાત્માની મૂર્તિને પોતાનો હાથ અડકાડયો એટલે મૂર્તિ વિના પ્રયાસે ઉપડી. મૂર્તિ ઉપડવાથી સર્વે વિસ્મય પામ્યા. અને વાજતે ગાજતે પરમાત્માની મૂર્તિને આ મંદીરમાં પધરાવી, અને આનંદ પામ્યા.

ત્યારપછી નંદ નામના વાણીઆએ પરમાત્માના ખર્ચને માટે પોતાના તરફની યોજના કરી, અને પોતાનું ધનભાગ્ય માનતો, પોતાના મિત્રમંડળ સાથે ડાકોરજીથી પોતાના ગામ ખંભાત તરફ રવાના થયો. ત્યારપછી પોતાના ગામની અંદર કેટલોક વખત ગાળી મહાલક્ષ્મીની કૃપાથી દેહને ત્યાગ કરી પરમાત્માના ધામમાં ગયો.

મહર્ષિઓ ! આ પ્રમાણે લક્ષ્મીજીના ભક્તનું વૃત્તાંત મેં તમને કહી સંભળાવ્યું. હવે હું પરમાત્માના ભક્ત

શિવનું વૃત્તાંત કહી સંભળાવીશ.

પરમાત્મા શ્રી રણછોડરાય મહારાજ લક્ષ્મીજીની આજ્ઞાથી બંધાવી આપેલા મંદિરમાં આનંદથી રહેવા લાગ્યા. અને પોતાના ભક્તનાં કામ કરવા લાગ્યા. એમ કરતાં પરમાત્માને મંદીરમાં રહે બસે ૨૦૦ વર્ષ ચાલ્યાં ગયાં. પરમેશ્વરના પરંમ ભકત શિવ નામના વિદ્વાનનાં સ્વર્ગમાં સુખ ભોગવતાં પણ વર્ષ પુરાં થયાં. એટલે તત્ર ગામમાં એક જગીરદારને ત્યાં ગોપાળનાયક એ નામથી પ્રકટ થયો. પૂર્વજન્મની પરમાત્માની કૃપાથી ધાર્મીક વૃતિઓ તેમનામાં અત્યંત દાખલ થઈ. પૂર્ણ યૌવન અવસ્થામાં ચુસ્ત સનાતન ધર્મના નાયક હોય ને શું એ પ્રમાણે નિવડયા.

કેટલોક વખત વિત્યાબાદ તેમની ઇચ્છા દ્વારિકાક્ષેત્રમાં જઈ, કેટલાંક ધાર્મિક કામો તથા દાન વિગેરે કરવું એવી થઇ. એટલે જાતે પોતાનો વિદ્વાન વર્ગ લઇ નીકળ્યા. જે ગામમાં રાત્રિ પડતી તે ગામમાં પોતાનો મુકામ નાખતા. એમ કરતાં પાંચમા દિવસની રાત્રિએ તેમણે એક ગામમાં મુકામ નાખ્યો, તે રાત્રિએ પરમાત્મા એક બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ગોપાળનાયકના સ્વપ્નામાં આવ્યા અને કહેવા લાગ્યા કેઃ-

પરમાત્મા—હે વિદ્વાન્, તું જે સ્થળે થઇ પુન્યદાન

વિગેરે કરવા માગે છે, તે સ્થાનના અધિષ્ઠાતા દેવ હાલ ડાકોર નામના ગામમાં બિરાજમાન થયા છે માટે તું ત્યાં જા અને તેમને રહેવાને માટે એક વિશાળ મંદીર બંધાવી આપ આટલું કહી પરમાત્મા અંતરધ્યાન થઇ ગયા.

પ્રભાત થતામાં ગોપાંળનાયક, વિદ્વાન્ મંડળી સાથે ઉઠયા, અને પોતાનું નિત્યકર્મ પરવારી વિદ્વાનોને પોતાનુ રાત્રિએ આવેલું સ્વપ્નુ કહી સંભળાવ્યું સર્વે જણે આ સ્વપ્નુ સાંભળી, દ્વારિકા જવાનું મુલતવી રાખ્યું અને ડાકોરજીમાં જવાનુ નક્કી કર્યું. થોડા સમયમાં તેઓ ડાકોર આવી પહોંચ્યા. અને પરમાત્માનાં શુદ્ધ અંતઃકરણ સાથે દર્શન કર્યાં. ત્યાર બાદ કોઇ સારી જગ્યા તેમણે શોધી કાઢી, અને ત્યાં વિશાળ ને સુંદર મંદીર બંધાવ્યું, ને પછીથી મૂર્તિ પધરાવવાનો નિશ્ચય કર્યો. તેઓ પરમાત્માની મૂર્તિને ઉપાડવા ગયા, તો તે ઉપડી શકી નહિ, અને લક્ષ્મીજીનો ભકત નંદની જે વ્યવસ્થા થઇ હતી, તે પ્રમાણે થઇ. અંતમા પ્રયાસ વગરના બની, ભકતરાજ બોડાણાવંશનો દીપસિંહને બોલાવ્યો. ને પરમાત્માની મૂર્તિની સ્થાપના કરીને આનંદ પામ્યા. પરમાત્માના અર્ચને માટે જે યોજના કરવાની હતી તે યોજના પોતાની શકિત પ્રમાણે કરી. પોતેપણ તેમની સાથે પોતાને રહેવાને મકાન બંધાવ્યું અને તેમની ચર્ણ સેવા કરતા ત્યાંજ રહ્યા. અને

પોતાનો આયુષ્ય પુરો કરી સ્વર્ગની અંદર સિધાવી ગયા.

મહર્ષિઓ ! પરમેશ્વર રણછોડરાય મહારાજ, પોતાના ભકતના મંદિરમાં પધાર્યા બાદ લક્ષ્મીજીને કહેવા લાગ્યા.

પરમેશ્વર-હે લક્ષ્મીજી હવે હુંતો મારા ભકતના મંદીરમાં વસ્યો પરંતુ તારા ભકતે બંધાવેલું મંદીર ખાલી પડયું માટે તમો તે મંદીરમાં નિવાસ કરો. હું તમને દર શુક્રવારે અને દર અગીઆરસે બાલ્યસ્વરૂપે મળવા આવીશ.

આ પ્રમાણે લક્ષ્મીજી પોતાના સ્વામિનાથની આજ્ઞા સુણી પોતાના ભકત નંદે બંધાવેલા મંદીરમાં હર્ષથી નિવાસ કર્યો

ડંકપુર મહાત્મ્યનો ૧૩ મો અધ્યાય સંપૂર્ણ

---

अध्याय १४

ततोहरिःनूतनमंदिरस्थं विरीचयंतं रु रुचैवाविभूषिता ॥
देशांतरीयाबहवसमेत्य भजंतिनित्यंपरमोत्सवेन ॥ १ ॥

સૂત-મહર્ષિઓ ! આ પ્રમાણે મેં તમને પરમાત્મા દ્વારિકાધીશનું ચરિત્ર કહી સંભળાવ્યું. હવે તમને ફળશ્રૃતિ કહી સંભળાવીશ.

ફળશ્રૃતિ

પરમાત્મા દ્વારિકાધીશ પોતાના ભકતને સ્વાધીન

થઇ ડાકોરમાં રણછોડરાય એ નામને ધારણ કરી, ત્રાંબેકરે બંધાવેલા મંદીરમાં આનંદથી નિવાસ કરવા લાગ્યા. લોકોને જેમ જેમ ચમત્કાર જણાવા લાગ્યા તેમ તેમ તેઓ ડાકોરજીમાં આવી તેમનો મહોત્સવ કરી પોતાના પાપમાંથી મુક્ત થવા લાગ્યા.

અહાહા ! આ પરમાત્માના ગુણો આપણે શાં કહી શકીએ. જેમના ગુણો ગાવાને બ્રહ્મા જેવા દેવેશ્વર પણ શકિતમાન નથી.

આ પરમેશ્વર રણછોડરાય મહારાજને પ્રસન્ન કરવાને માટે અંતરીક્ષથી બ્રહ્મા વિગેરે દેવો વેદમય વાણીથી સ્તુતિ કરી રહ્યા છે.

મહર્ષિઓ ? કમળના પુષ્પ જેવા કોમળ હસ્તમાં, શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરનારા પરમેશ્વર મારૂં હંમેશાં કલ્યાણ કરો, અને સદ્‌બુદ્ધિ આપી, મારા શરીરમાં નિવાસ કરો.

પોતાના ભકતોને સંસારરૂપી સમુદ્રમાંથી તારનારા, પીળાં પિતાંબર અને રત્નથી જડીત મુગટને ધારણ કરનારા આ પરમેશ્વર મારૂ સંરક્ષણ કરો. અને તેમની હંમેશાં અદ્વૈત ભકિત કરૂં, એવી નિર્મળ બુદ્ધિ આપો. પાપીઓને મહાન્ પાપથી પોતાના દર્શન થકી મુકત કરનારા જગતના નાથ રણછોડરાય મહારાજ મરા ચચળ મનને સ્થિર કરો,

જે પરમાત્મા પોતાના ભકત બોડાણાની શુદ્ધ ભક્તિની અંદર વશ થઇ એક ભાગલા ગાડામાં બેસી એક રાત્રિમાં ડાકોરજી આવનારા તે પરમાત્માના ચર્ણું સેવવા મારી નિરંતર બુદ્ધિ રહો.

મહર્ષિઓ ! સત્ય કહું છું કે, કલિયુગના પાપને નશ કરવા, અને તેમના ભકતોને તારવા ભગવાન દ્વારિકાથી ડાકોરજીમા વસે છે હોં ! જરૂર આ પરમાત્માનું સેવન કરવુ ન ચુકવું જોઇએ. જે પુરૂષો આ રણછોડરાય મહારાજનું શુભ ચિત્તથી સેવન કરે છે, તેમનાં પાપ દૂર થયા વગર કદાપિ રહેતાં નથી. રહ્યાં નથી, અને રહેવાના નથી, વળી એક વાત તો સત્ય છે કે, જેઓ નર્કમાં જનારા હશે, તેમની બુદ્ધિ આ પરમાત્માની અંદર જોડાતી નથી, અને તેમને જૂદી રીતે ગણે છે. અત્યારે મને એટલું તો કહેવાદો કે, રણછોડરાય મહારાજનું ઐશ્વર્ય ફકત તેમના દર્શન માત્રથીજ આ સંસાર ચક્રમાંથી તારનારૂ છે, માટે જેઓને આ સંસારમાંથી મુક્ત થવું હોય, અને બ્રહ્માનંદ મેળવવાની ઇચ્છા હોય તેમણે ખાસ કરીને એક શ્રદ્ધા પૂર્વક આ પરમાત્માનું સેવન, સર્વ વાસનાઓને દૂર કરી કરવુંજ જોઇએ.

ડંકેશ્વર રણછોડરાયનો મહોત્સવ દર પુનમે, જન્મા

ઠમી, વિગેરે દિવસોમાં થાય છે. તે રમણીય દિવસોનો લાભ ઇશ્વર ચિંતનમાં સ્વર્ગની ઇચ્છાવાળા મનુષ્યોએ મેળવો જોઇએ. વળી તેમનું દર્શન સાતે પેઢીને તારવાવાળું દરેક માનવને રહેલું છે.

વળી ચાતુર્માસમાં, તથા શ્રાવણ માસમાં તથા પુરૂષોત્તમમાસમાં તેમનો મહોત્સવ ગણાય છે. તે દિવસો પણ મનુષ્યોને ઠાકોરજીમાં રહિ ચિંતન કરી ગાળવા લાયક રહેલા છે, જેઓ આ દિવસોમાં તેમની સમક્ષ આવી પુન્ય દાન વિગેરે જે કંઇ કરે છે તેની સારી ગતિ થયા વગર રહેતી નથી. આ ધામમાં આવીને જેઓ પરમાત્મા રણછોડ રાયને ગીતા, વિષ્ણુ સહસ્રનામ, શ્રીમદ્ ભાગવત્ વિગેરે અર્પણ કરેછે, તેઓ આ લોકમાં ઘણાં ઉત્તમ સુખ ભોગવી ને વૈકુંઠમાં સિધાવે છે. વળી તે ઈશ્વરને તુળસી તો ઘણાંજ પ્રિય છે તે ચઢાવાથી તો મનુષ્યના જન્મ મરણના ફેરાઓ તત્કાળ ટળી જાય છે, આ પ્રસંગ તો આપણે બોડાણાના ચરિત્રથી જોઇ રહ્યા છીએ.

જેઓ આ દેવેશ્વર રણછોડરાયને રાજભોગ અર્પણ કરે છે અથવા તો તેમની મહાપૂજા કરે છે તેનું શું ફળ મળતું હશે તેને દેવલોકો પણ કહેવાને શક્તિમાન થતા નથી.

જેઓ ગરીબ હોય ને પરમાત્માને ફકત એક પૈસાની સાકર અને તુળસીનું એક ફળ ચઢાવે છે તે પણ અત્યંત પ્રેમથી પરમાત્મા રણછોડરાય સ્વિકાર્યો વગર રહેતાજ નથી.

એ પરમાત્માના મનમાં તો સર્વ પ્રાણીઓ સરખાં છે, તવંગર હો કે ગરીબ હો, જેનામાં જેવી શ્રદ્ધાનું ફળ તેઓ આપ્યાજ કરે છે.

ડાકોર મહાત્મ્યનો ૧૪ મો અધ્યાય સંપૂર્ણ

अध्याय १५

तीर्थयात्रांकृतांपुसां नियमान्शृणुतद्विनाः ॥

यात्रीकाणांयतःसांगंफलंप्राप्तंभवेन्नृणाम् ॥ १ ॥

સૂત–મહર્ષિઓ ! હવે હું તમને ડાકોરજીની યાત્રા કરનારંને શા શા નિયમો પાળવાના છે. તે હું તમને કહી સંભળાવીશ.

જે યાત્રાળુઓ ઠાકોરજીમાં યાત્રા કરવાને આવે છે તેમણે કોઇ ઉપર દ્રોહ, નિંદા, ચોરી, પરસ્ત્રી ઉપર નજર બગાડવી, ક્રોધ, હિંસા, દંભ, કપટ, મત્સર, અહંકાર મદ લોભ અસત્ય, ખોટું દાન, બ્રાહ્મણો પાસે સેવા કરાવવી, આટલી વસ્તુઓ ત્યાગ કરવી જોઇએ.

ઉપર કહેલા નિયમ પ્રમાણે નહી વર્તનારા યાત્રાળુઓની યાત્રા સફળ થતી નથી. અને પરમાત્માનો અણુગમતો બની નર્કમાં જાય છે.

ડાકોર નિવાસી બ્રાહ્મણોએ પણ ઉપર બતાવેલું વર્તન ત્યાગ કરવું અને કદાચ યજમાન અજાણ્યો હોય તો તેને ઉપદેશ આપવો. આ પ્રમાણે નહિ કરનાર પણ બ્રાહ્મણો પરમાત્માની અપ્રીતિને પ્રાપ્ત થઈ મહાન દુઃખને અનુભવે છે અને નર્કમાં જાય છે.

વળી યાત્રાળુઓએ પણ પોતાનો હાથ, પગ તથા મન સ્વાધીન રાખવું. અને શાંતિ, મૈત્રિ, દયા, પવિત્રતા આટલી વસ્તુઓ પાળવી, કારણ કે તેમ કરવાથી યાત્રા સફળ થાય છે. પાછલી રાત્રીની નિદ્રા ત્યાગ કરવી, સૂર્યોદય પહેલાં દાતણપાણી વિગેરે પરવારી ગોમતીજીમાં સ્નાન કરવું ત્યાર પછી ડંકનાથ મહાદેવનાં દર્શન કરવાં, ત્યાર બાદ ગણપતિજીનાં દર્શન કરવા અને પછી રણછોડરાય મહારાજનાં દર્શન કરવા શુદ્ધ મનથી જવું ત્યાં કથાવાર્તા વિગેરે થતી હોય તેને એક ચિત્તથી સાંભળવી, બ્રાહ્મણો ઉપર તિરસ્કાર રાખવો નહિ. અશક્તિવાળા યાત્રાળુએ ઉના પાણીથી સ્નાન કરવું, તેનો વાંધો નથી. ફક્ત ગોમતીજીના જળનું આચમન લેવું.

યાત્રાળુ સહિત સર્વે મનુષ્યે કાર્તિક માસમાં રવિ-

વારને દિવસે સારા પર્વના દિવસે, એકાદશીના દિવસે સ્નાન ગોમતીજીમાં ખાસ કરીને કરવું જોઇએ. કે જેથી પોતાનું મન શુદ્ધ રહે અને સદ્દગતિને પ્રાપ્ત થઈ શકીએ.

જેઓ ગોમતીજી ઉપર જઇ ગોમતીજીના જળથી તર્પણ, શ્રાદ્ધ, કરે છે તેઓ મહાપુન્યના ભોગી થઇ પોતાના પિતૃઓના આશિર્વાદને ગ્રહણ કરે છે. કારણ કે ગોમતીજીમાં પરમાત્મા બાર દિવસ સુધી રહેલા છે એટલે ગંગાજી સમાન છે.

ગોમતી ગંગા ઉપર ત્રણ ઘાટ શ્રેષ્ટ રહેલા છે એક તો ડંકેશ્વર, બીજો કલેશ્વરી માતાને, અને ત્રીજો ભટજી મહારાજનો છે. તેની અંદર સ્નાન કરવાથી પાપી માણસ પણ પોતાના પાપને દૂર કરી પુન્યવાન બને છે.

જે આ ત્રણ ઘાટ ઉપર સ્નાન કરીને પુરૂષોતમ માસમાં અને શ્રાવણ માસમાં યથાશક્તિ દાન કરે છે તેના પુન્યની ગણત્રી ગણાય તેમ નથી,

ડાકોરજીના વાવ્ય ખુણાગાં બે ગાઉ ઉપર સુઇ નામનું એક ગામ છે, તે ઘણું પુરાતન અને તીર્થની બણુ નામાં છે. કે જેની અંદર સુરેશ્વર નામના મહર્ષિએ મહાન્ તપ કરીને શંકર પરમાત્માને પ્રસન્ન કર્યો હતા, અને તેમનું સ્થાપન કર્યું હતું. તે મહાદેવના મંદીર પાસે એક સુંદર રેણુકા નામનો કુંડ હતો, પરંતુ મનુષ્યોના હીણ ભાગ્યને

લીધે કલિયુગમાં ગુપ્ત થઇ ગયો.

ડાકોરથી પૂર્વદિશા તરફ સો ૧૦૦ ધનુષ દૂર રક્ષાપુર નામનું એક ગામ હતું તેની અંદર નીલકંઠ નામના મહર્ષિએ મહાન્ તપશ્ચર્યા કરીને શંકર પમાત્માને પ્રસન્ન કર્યા હતા અને તેમણે રણમૂકતેશ્વર નામના મહાદેવનું સ્થાપન કર્યું હતું. કે જેમનુ પૂજન કરવાથી મનુષ્યોના તમામ પાપો બળીને ભસ્મ થઇ જાય છે.

વળી તે દિશા તરફ દોઢ જોજન દૂર ગાલવનામના મહર્ષિનો સુંદર આશ્રમ રહેલો છે, ત્યાં ગાલવ ઋષિએ શંકર પરમાત્માની આરાધના કરી હતી, ગાલવી ગંગા પણ નિરંતર વહ્યાજ કરે છે, કે જેની અંદર સ્નાન કરવાથી મનુષ્યોના તમામ દુઃખ નાશ થઇ જાય છે. જેઓ ત્યાં જઇને ત્રણમાસ સુધી અનુષ્ઠાન કરે છે તેની મનની ઇચ્છા પૂર્ણ થયા વગર તો રહેતીજ નથી.

ડાકોરથી અગ્નિ ખુણમાં એક યોજનથી દૂર નૈષધ નામના વનમાં એક હનુમાન રહેલા છે. કે જેનું સેવન કરવાથી મનુષ્યો મન અને વાણીથી કરેલાં પાપોને દૂર કરી શકે છે.

ડાકોરથી પશ્ચિમ દિશા તરફ એક નીલકંઠ નામના મહાદેવ છે. જેઓ તેમનું અઢીમાસ સુધી સેવન કરે તો

તેઓના વ્યાધીઓ વિગેરે નષ્ટ થાય છે, પૂર્વે તેમનું તપ કરવાથી તેજપાળ અને રાજપાળ નામના બે મનુષ્યો પરમ પદને પામ્યા હતા.

**ડાકોર મહાત્મ્યનો ૧૫ મો અધ્યાય સંપૂર્ણ.**

## अध्याय १६

भागीरथीसमायाता किमर्थं गालवाश्रमे ॥
कथंचगालवींगंगा विख्यातामूतलेऽभवत् ॥ १ ॥

ઋષિઓ—પૌરાણિક ! ગંગાજી ગાલવ ઋષિના આશ્રમે શા માટે આવ્યાં, તે અમારી સાંભળવા ઇચ્છા છે.

સૂત-ઋષિઓ, મહર્ષિ વિશ્વામિત્રને ગાલવ નામના એક પુત્ર હતા. તે મહીસાગર નદીના કાંઠા ઉપર વસેલું, કુતલનામના નગરની પાસેના એક વનમાં શંકર પરમાત્માની આરધના કરતા હતા

તેમને આરાધના કરતાં ૧૦૦ વર્ષ ચાલ્યાં ગયાં એટલે કૈલાસવાસી શંકર પરમાત્મા તેમની ઉપર પ્રસન્ન થયા, અને સમક્ષ આવી બોલ્યાઃ-

શંકર—હે ઋષિરાજ, તમારી તપશ્ચર્યા થી હું પ્રસન્ન થયો છું માટે વરદાન માગો, અને મનની વાંછના પુરી કરો.

ગાલવ-જગદીશ્વર, મારે આપની પાસે વરદાન માગવાનું કંઇ નથી. પરંતુ મારી ક્ષુધાને શાંત કરો. કારણ કે હું ગમે તેટલું અન્ન કે ફળ ખાઉં છું પણ મને તૃપ્તિ થતી નથી.

શંકર-મહર્ષિ, જો તમારી ક્ષુધા શાંત ન થતી હોય તો વર્ષમાં બે વખત એક એક હાથીનું ભક્ષણ કરવું, કે જેથી તમારી ક્ષુધા શાંત થશે. અને ભક્ષણ કર્યા બાદ હાથીના લોહીનું જે બિંદુ પડે તેની ઉપર પ્રોક્ષણ કરવું. આટલું કહી શંકર પરમાત્મા અંતરધ્યાન થઇ ગયા.

શંકર પરમાત્માના ગયા બાદ, મહર્ષિ ગાલવને અત્યંત આનંદ થયો. અને શંકર પરમાત્માનું પોતાના આશ્રમ પાસે સ્થાપન કર્યું અને તેમનું હંમેશાં સેવન કરવા લાગ્યા. ઇશના કહ્યા મુજબ વર્ષમાં બે વાર હાથીનું ભક્ષણ કરવા લાગ્યા.

આ વાત સર્વ સ્થળમાં પ્રસરવા લાગી. મહર્ષિઓએ તેમને હાથીના ભક્ષણને લીધે પોતાની જ્ઞાતિ બહાર પણ મુકી દીધા.

આ વાતને કેટલોક વખત વિત્યાબાદ, એક એવો પ્રસંગ આવ્યો કે ગૌતમ વિગેરે મહર્ષિઓ, તીર્થ યાત્રા કરવા નીકળ્યાં. તીર્થયાત્રા કરતા કરતા તેઓ મહીસાગર

નદી તરફ આવી પહોંચ્યા. અને ગાલવ ઋષિને મળવાની ખાતરજ તેઓ તેમના આશ્રમે ગયા.

ગૌતમ વિગેરે મહર્ષિઓને આવેલા જોઇ ગાલવ ઋષિ ઉભા થઇ ગયા. અને તેમનું પૂજન કરી બેસવાને માટે આસનો આપ્યાં. મહર્ષિઓ તેમના આપેલા આસન ઉપર બેઠા. અને કેટલીક વાત કરવા જેવી હતી તે પણ તેઓએ કરી.

ત્યારબાદ ભોજનનો વખત થયો, એટલે તેમણે મહર્ષિઓને ભોજનને માટે કહ્યું. આ સાંભળી મહર્ષિઓએ વિચાર કર્યો કે આપણાથી જ્ઞાતિ બહાર, અને માંસભક્ષી મહાત્માને ત્યાં ભોજન કેમ થાય માટે કોઇ પણ જાતનું બાનું કાઢવું જોઇએ.

ગૌતમ—મહારાજ, અમો ભોજન નહિ કરી શકીએ. કારણકે અમારૂ નિત્યકર્મ કરવાનું સાધન કાશીએ, ગંગાનદીના કાંઠા ઉપર ભૂલી ગયા છીએ, માટે ઉપવાસ કરીએ છીએ.

ગાલવ—હું તમને ત્યાંથી આણી આપુ તો કેમ ?

ગૌતમ—તો અમને કોઇ પણ જાતનો ભોજન કરવાને વાંધો નથી.

આ પ્રમાણે તેઓનું વચન સાંભળી ગાલવ મહર્ષિએ એક દર્ભની સળી ગંગા નદી તરફ ફેંકી, એટલે ગંગાનદી

મુનિઓના આસન વિગેરે નિત્યકર્મ કરવાના સાધનો લઇને ત્યાં પ્રગટ થયાં.

આ ભાવના જોઇ સર્વે વિસ્મય પામ્યા. અને બીજું કંઈ ત્હાનું કહવાનો ઉપાય રહ્યો નહિ. એટલે સ્થિર બની ગયા.

ગાલવ—મુનિઓ, હવે તમારાં નિત્યકર્મ કરવાના જે સાધનો હોય તેને ઓળખી લો, અને તમારૂ નિત્યકર્મ પરવારો.

ઋષિઓએ પોતપોતાના નિત્યકર્મ કરવાના સાધનો ઓળખી લીધાં અને પોતાનું કર્મ પરવાર્યાં.

ત્યાર બાદ ગાલવ મુનિની આજ્ઞાથી સર્વે જણુ ભોજન કરવાને બેઠા. અને ઉપોશન કરતી વખતે પોતાના ભોજ-પાત્રમાં જુવે છે તો અન્ન કેવળ નર્કમય દીઠું. અને વિસ્મય પામતા વિચાર કરવા લાગ્યા કે, આપણા ભોજનમાં નર્કમય પદાર્થ કયાંથી, આપણે તો અન્નજ પીરસ્યું છે ને?

ગાલવ—મુનિઓ! હવે શાના માટે વાર લગાડો છો ભોજન કરવા બેસી જાઓ.

ઋષિઓ—મહારાજ, આ ભોજન પદર્થો નર્કમય જણાય છે ને? અમે ભોજન કેવી રીતે કરી શકીએ.

ગાલવ—મુનિઓ, ભોજન પદાર્થો તમે જાતેજ પીરસેલા છે ને? શું તમો આવું નર્કમય ભોજન હંમેશાં કરો છો? હું તો જો કે વર્ષમાં બે વખત હાથીનું ભોજન કરૂં છું

પરંતુ તમારૂ ભોજન નર્કમય હંમેજને માટે હોય એમ મને સમજાય છે. મેં તો તમને શુધ્ધ ભોજન આપેલું છે, તે તો તમારી નજરેજ જોએલું છે. શું તમો શુધ્ધ અન્નને નર્ક બનાવી ભોજન કરો છો વારૂ ?

ગાલવ મુનિનાં વચન સાંભળી સર્વે ઝશીઆણા પડી ગયા. અને તેમની સ્તુતિ કરવા કરવા લાગ્યા. અને પોતે કરેલા તિરસ્કારોની માફી માગવા લાગ્યા.

મુનિઓ ઋષિરાજ, હવે શાંતિ રાખો, અમારો અપરાધ ક્ષમા કરો, અમો તમારી પરિક્ષા કરી શક્યા નહિ, અને સાહસકર્મ કર્યું છે. અમો તમોને જ્ઞાતિમાં લઇએ છીએ.

મહર્ષિઓ ! ગાલવ ઋષિ મુનિઓના વચન સાંભળી પ્રસન્ન થયા અને પોતાના કમંડળમાંથી એક અંજળી ભરી તેમના ભાણા તરફ ફેંકી. એટલે તમામ પદાર્થો જે નર્કમય જણાતા હતા, તે શુધ્ધ થયા અને પ્રથમ હતા તે પ્રમાણે થઇ ગયા.

ત્યાર બાદ મુનિઓ ગાલવ ઋષિ સાથે ભોજન કર્યું, અને તેમનો આશિર્વાદ ગ્રહણ કર્યો. પાછીથી સર્વે તેમની આજ્ઞાને લઇ તીર્થયાત્રા કરવા આગળ ચાલ્યા.

મહર્ષિઓ ! મુનિઓના ગયા બાદ ગાલવ ઋષિ ઘણા જ આનંદ પામ્યા. અને શંકર પરમાત્માનું સેવન કરતા પોતાના દિવસો ગાળવા માંડયા. ગંગાનદી પણ ગાલવ

ઋષિના આશ્રમે ત્યારથી આરંભી રહેવા લાગ્યાં. તે ગંગાજી હાલમાં ગળતી નામથી ઓળખાય છે.

મેં તમને યથાયોગ્ય રણછોડરાય મહારાજનું ચરિત્ર જે પ્રમાણે જાણતો હતો તે કહી સંભળાવ્યું.

જે પુરૂષો આ ઠાકોર મહાત્મ્ય ( રણછોડરાયનું ચરિત્ર ) એક શ્રધ્ધાથી સાંભળે છે, અથવા સંભળાવે છે, અથવા કહેવડાવે છે, તેઓ આ લોકનાં તમામ સુખ ભોગવી દેહાન્તે વૈકુંઠમાં જાય છે.

જેઓ આનો પાઠ નીત્ય કરે છે, તેઓ અશ્વમેધ યજ્ઞ જેટલું પુન્ય મેળવે છે. જેમની શકિત સંપૂર્ણ પાઠ કરવાની ના હોય તેમણે એક અધ્યાયનો પણ નિત્ય પાઠ કરવો, એક અધ્યાયને નિત્ય પાઠ કરનારા, દરરોજ એક ગૌદાન જેટલું પુન્ય મેળવે છે.

ઠાકોર મહાત્મ્યનો પાઠ કરનારાઓ, જો દરિદ્રી હોય તો દરિદ્રતામાંથી મુકત થાય છે, બંધનમાં હોય તો બંધનથી મુકત થાય છે.

इतिशम् ।

ડાકોર મહાત્મ્યનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

# સમાપ્ત